શરદ ગ્રંથાવલિ
પુસ્તક ૨ જું

સંપાદક
નગીનદાસ પારેખ

# પલ્લી-સમાજ

અનુવાદક
નગીનદાસ પારેખ

[ શ્રી. રામનારાયણ વિ. પાઠકની પ્રસ્તાવના સહિત ]



પ્રકાશક,
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ

પ્રકાશક :
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
શંભુલાલ જગશી શાહ
ગાંધીરોડ : : અમદાવાદ

૧૯૮૯ : : ૧૯૩૩

આગળનાં વીસ પાનાં છાપનાર
ગજાનન વિ. પાઠક
આદિત્ય પ્રેસ–રાયખડ :
અમદાવાદ

મુદ્રક :
મૂળચંદભાઈ ત્રિકમલાલ પટેલ
સૂર્ય પ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ,
પાનકોર નાકા : **અમદાવાદ.**

# શરદ્ ગ્રંથાવલિ

## પુસ્તક બીજું

## પલ્લી સમાજ

# શરદ્ ગ્રંથાવલિ

| | |
|---|---|
| પરિણીતા | ૦-૮-૦ |
| પલ્લીસમાજ | |
| [એક ગ્રામ્યજીવનનો ચિતાર આપતી રસિક વાર્તા] | ૧-૪-૦ |
| છબી | |
| ( ટુંકી વાર્તાઓ ) | ૧-૦-૦ |



# શરદ્ ગ્રંથાવલિની પ્રસ્તાવના

હિંદુસ્તાનની બીજી કોઈ પણ ભાષામાં આજે શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય જેવો બીજો એકે નવલકથાકાર છે નહિ, એ વાત નિર્વિવાદ છે. એમની નવલકથાઓએ ઘણાંને મુગ્ધ કર્યાં છે. એવા જ એક મુગ્ધ મિત્રમંડળને શ્રી શરચ્ચંદ્રની બધી કૃતિઓને ગૂજરાતીમાં ઉતારવાની કલ્પના સૂઝી અને ઉત્સાહી પ્રકાશક પણ મળી ગયા. હું જેલમાં હતો એ દરમ્યાન જ મને સંપાદનકાર્ય સોંપાઈ ગયું. મને પોતાને શ્રી શરચ્ચંદ્રની કૃતિઓમાં ખૂબ રસ છે, એટલે હું મિત્રોના આગ્રહને વશ થયો.

અત્યાર પહેલાં શ્રી શરચ્ચંદ્રના ઘણાખરા ગ્રંથોના અનુવાદ થઈ ગયા છે, તેમ છતાં એમની આખી ગ્રંથાવલિના પ્રામાણિક, યોજનાપુરઃસર કરેલા અનુવાદ બહાર પડે તો સારું, એવી તીવ્ર ઇચ્છા અને આજ સુધીના અનુવાદોથી રહેલો અસંતોષ, એ જ આ ગ્રંથાવલિનું ઉદ્ભવકારણ છે.

શ્રી શરચ્ચંદ્રના સમગ્ર ગ્રંથો ગૂજરાતીમાં પ્રામાણિકપણે, સુંદર આકારમાં ઉતારવા એ એનો હેતુ છે. વળી સાથે સાથે જ શ્રી શરચ્ચંદ્રની કલાનું વિસ્તૃત વિવેચન પણ આપવું, એવી પહેલેથી જ કલ્પના હતી. અમને જણાવતાં અતિશય આનંદ થાય છે, કે શ્રી શરચ્ચંદ્રની કળાનું વિવેચન કરવાનું મહત્ત્વનું કાર્ય સ્વીકારી લઈ સ્નેહી મુરબ્બી શ્રી. બટુભાઈએ મારું કામ છેક જ હળવું કરી મૂક્યું છે.

આમ આ ગ્રંથાવલિનાં પ્રધાન લક્ષણમાં પ્રામાણિકતા અને સમર્થ વિવેચન અને સુંદર આકાર ગણાવી શકાય.

આજકાલ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતો વચ્ચેનું અંતર ઝપાટાભેર ઓછું થતું જાય છે. થોડા જ સમયમાં એવી સ્થિતિ આવશે, કે સામાન્ય શિક્ષિત માણસ પણ હિંદુસ્તાનની બેએક ભાષાઓ તો સારી રીતે બોલી સમજી શકતો હશે, અને સંસ્કારપ્રાપ્ત ગણાવા માટે માણસે હિંદુસ્તાનની ત્રણ ચાર ભાષાઓનું જ્ઞાન સંપાદન કરવું આવશ્યક લેખાશે. તે વખતે આપણે ત્યાં લખાણમાં છૂટથી હિંદી, બંગાળી કે મરાઠી ઉતારા લઈ શકાશે. હમણાં લોકોમાં પરપ્રાંતની ભાષાઓ પ્રત્યે જબરું કુતૂહલ જાગ્યું છે. જેલોમાં તો આ ભાષાશિક્ષણ પૂર વેગમાં ચાલી રહ્યું છે. આ બધામાં હિંદી કે ઉર્દુ અને બંગાળી શીખનાર વર્ગ બહુ બહોળો હોય છે. ગૂજરાતમાં તો બહુ પહેલાના વખતથી જ બંગાળી ભાષા પ્રત્યે એક જાતની મમતા કે પ્રેમ જોવામાં આવે છે. પરપ્રાંતનું જીવન સમજવામાં ત્યાંનું સાહિત્ય ભારે મદદ કરે છે. શ્રી શરચ્ચંદ્રની નવલકથાઓમાં બંગાળાનું ગૃહજીવન અને ગ્રામજીવન આબેહૂબ ચિતરાયેલું છે. બંગાળાનું જીવન સમજવામાં આ ગ્રંથાવલિ મદદગાર થઈ પડશે એવી આશા વધુ પડતી નહિ લેખાય. વળી બંગાળી શીખનાર વર્ગને પણ આ અનુવાદો મદદકર્તા થઈ પડશે, એવું અમારું માનવું છે, કારણ મૂળ સાથે ઓછામાં ઓછી છૂટ લેવામાં આવી છે.

આશા રાખીએ છીએ કે ગૂજરાતનો વાચકવર્ગ અમારી આ પ્રવૃત્તિને વધાવી લઈ અમને પ્રોત્સાહન આપશે.

૨૦ : ૨ : ૩૩

સંપાદક

સમર્પિત

શ્રી મહાવીરસ્વામીને

# નિવેદન

'પલ્લી–સમાજ'નો અનુવાદ શરૂ કર્યો, ત્યારે 'શરદ્‌ગ્રંથાવલિ'ની કલ્પના પણ નહોતી જન્મી. સંધિકાળ દરમ્યાન રોજ સાંજે અમે બે મિત્રો ગપ્પાં હાંકવા ભેગા થતા જ હતા, તો તે ગપ્પાંને બદલે આ વાર્તા શી ખોટી ?–એવું સૂઝતાં જ આ અનુવાદ શરૂ થયો. રોજ ૨૫–૩૦ મિનીટ બેસતાં વાર્તા તેર પ્રકરણ સુધી આવી, ત્યાં તો યુદ્ધના ભણકારા શરૂ થયા. વાત તેટલે જ રહી અને અમો વેરાયા.

યરોડા શિબિરમાં લેખનસાહિત્ય મળતાં પહેલી યાદ એની જ આવી. પણ વાત ક્યાંથી પડતી મૂકી છે, તે બરાબર સાંભર્યું નહિ, એટલે સોળમા પ્રકરણથી માંડી પૂરી કરી. પાછળથી પુછાવી જોતાં ખબર પડી, કે અનુવાદ તેરમા પ્રકરણે અટકેલો છે. પણ લેખનસાહિત્ય કેવળ કહેવડાવવા પૂરતાં જ આપેલાં હોઈ, નવી નોટ મળી નહિ, એટલે બાકીનાં બે પ્રકરણો ત્યાં ન જ થઈ શક્યાં. સજા પૂરી થતાં બહાર આવીને તે પતાવી લઇ આજે આ અનુવાદ પૂરો કર્યો.

'પરિણીતા' બહાર પડી ત્યારે આ ગ્રંથાવલિની યોજના નહોતી, છતાં તેને જ આ ગ્રંથાવલિનું પ્રથમ પુસ્તક ગણી લઇ આને બીજું ગણ્યું છે. થોડા જ વખતમાં 'પરિણીતા'ની નવી આવૃત્તિ બહાર પડવાની છે, તે વખતે તેનો આકાર ગ્રંથાવલિનાં બધાં પુસ્તકો સરખો કરી લેવામાં આવશે.

ગ્રંથાવલિની જાહેરાત કર્યા પછી પહેલું પુસ્તક બહાર પાડતાં પુષ્કળ વિલંબ થયો છે, એ સાચું. એ બદલ અમો ગ્રાહકોની ક્ષમા યાચીએ છીએ, અને હવેથી ઉપરાઉપરી પુસ્તકો આપતા રહીશું, એની ખાત્રી આપીએ છીએ.

અમો આશા રાખીએ છીએ કે ગુજરાતનો વાચકવર્ગ અમારી આ પ્રવૃત્તિને વધાવી લઈ અમને પ્રોત્સાહન આપશે.

બેસતું વર્ષ, ૧૯૮૯
ઝંડુજીનો મોરો
વલસાડ

અનુવાદક

# ઉપોદ્‌ઘાત

માણસને કોઈ વસ્તુની ટેવ પડે છે એ શક્તિ એને આશીર્વાદરૂપ છે. તેથી તે અનેક ક્રિયાઓ સિદ્ધ કરી શકયો છે અને પરિસ્થિતિને અનુકૂળ થઈ શકયો છે. આ શક્તિથી ક્રિયા સિદ્ધ થયા પછી તે ક્રિયા કરવાને હર વખત મનને વિચારમાં રોકવું પડતું નથી—ક્રિયા એક સંચાની પેઠે એની મેળે ચાલે છે. પણ માણસજાતના નસીબમાં કોઈ વસ્તુ કેવળ આશીર્વાદરૂપ ભાગ્યે જ હોય છે. આ ટેવ પડવાની શક્તિથી પણ નુકસાન થાય છે, એવું નુકસાન માણસજાતને થયું છે અને હજી થાય છે.

હિંદુ સમાજને આ પ્રકારનું પુષ્કળ નુકસાન થયું છે. માત્ર ટેવ પડવાને લીધે તે ધર્મનાં મૃત ખોખાંને સાચવી રહ્યો છે. માત્ર ટેવને લીધે તે અનેક અનિષ્ટોને સહન કરી રહ્યો છે. અનિષ્ટોની સામે થવાની વૃત્તિ જ તેનામાં ઉદ્‌ભવતી નથી. અનિષ્ટની પ્રાચીનતામાંથી અને વિસ્તારમાંથી તે પામર સાન્ત્વન મેળવે છે. ‘આપણામાં જુવાનોનું મરણપ્રમાણ ભયંકર છે?’ ‘પણ તે તો બધેય છે,–અનાદિથી ચાલતું આવ્યું છે.’ એટલું જ નહિ, પોતાના અનિષ્ટનું સાન્ત્વન મેળવવા એ અનિષ્ટ બધે હોય, એવી ઇચ્છા તેમાંથી ઊભી થાય છે, અને તેથી ઈર્ષ્યાનું ઝેર આખા સમાજના મૂળમાં વ્યાપી જાય છે. એની આગળ જઈ આ બધી વિષમ પરિસ્થિતિનો ગમે તેવાં હીન સાધનોથી લાભ લેનારો એક ખટપટી વર્ગ ઊભો થાય છે તે પોતાનું ધાર્યું કરે છે, અને ઈર્ષ્યાથી છિન્નભિન્ન થયેલો સમાજ તેને ઓળખવા છતાં તેની સામે થઈ શકતો નથી. આપણે કહીએ છીએ કે માણસના ઘણા ઉત્તમ ગુણો તેના સામાજિક જીવન પર આધાર રાખે છે. એ જ સત્ય આપણે બીજી

રીતે એમ કહી શકીએ કે પ્રજાની સહકારશક્તિ એ તે સમાજની વ્યક્તિઓના ગુણોનું એક સ્વાભાવિક માપ છે. એ સહકાર-શક્તિનો, ઈર્ષ્યા જેવો એક પણ મોટો અને ગૂઢ શત્રુ નથી.

ઉપર જણાવી તેવી રીતે અનિષ્ટોમાં રચીપચી રહેલા મુખ્યત્વે હિંદુની વસ્તીવાળા ગામડાના[1] સમાજનું આમાં વર્ણન છે. આપણામાં એવી એક સામાન્ય માન્યતા ચાલતી હતી કે ગામડાંનાં માણસો બહુ જ નિષ્પાપ હોય છે: પણ આ નવલકથા વાંચતાં આપણે શરમ સાથે કબૂલ કરવું પડશે કે આપણા સમાજનાં મુખ્ય પ્રવર્તક બલો કેટલાં હીન પામર અને ક્ષુદ્ર છે.

આવા સમાજમાં ઓચિંતો કથાનો નાયક રમેશ દાખલ થાય છે. તે એક પછી એક સમાજનાં ઓછાંવત્તાં ગૂઢ ઈર્ષ્યાનાં ચક્રો ચાલતાં દેખે છે અને તેના મન પર પ્રબળ આઘાત ઉપર આઘાત થવા લાગે છે. કેટલાક બનાવોથી તેના મન ઉપર આ સમાજના સંસ્કારો અત્યાર સુધી પડ્યા જ નથી. તેની મા નાનપણમાં મરી જતાં તે મોસાળમાં ઊછર્યો છે, અને પછી રૂડકી કોલેજમાં ઈજનેરીનો અભ્યાસ કરવા રહ્યો છે. બાર વરસે પિતાનું ઓચિંતું મૃત્યું થતાં તેનું શ્રાદ્ધ (ગુજરાતની ભાષામાં દહાડો કે કારજ) કરવા તે પોતાને ગામ આવે છે. છેક બાલ્યના નિર્દોષ ઉમંગથી સગાંસંબંધીઓમાં નોતરું દેવા જાય છે અને એવો અપમાનકારક અને દ્વેષમય જવાબ પામે છે કે તે સાંભળતાં જ "તેની વિશાળ છાતીમાંથી એવો ઊંડો નિઃશ્વાસ નીકળ્યો, કે તેના અવાજથી તે પોતે પણ ચમકી ઊઠ્યો."

એક સામાન્ય દહાડો કરવા જેવી બાબતમાં એટલી ઈર્ષ્યા, એટલી ખટપટ, એટલો દ્વેષ, અને એટલી ચર્ચા કે આપણને એમ જ લાગે કે આવો સમાજ પોતાના શ્રેયને માટે કદી કશું કરી શકે જ નહિ. અને પછી રમેશને ધીમે ધીમે જેમ

[1] પલ્લી એટલે ગામડું.

ફૂલની પાંદડીઓ ઊઘડતી જાય તેમ હલકાઈ નીચે હલકાઇ જણાતી જાય છે. આ હલકાઇ એક બે પ્રસંગે તો પરાકોટિએ પહોંચે છે. ભૈરવ આચાર્ય રમેશના પક્ષમાં ઊભો રહે છે માટે વેણીમાધવ પોતાના એક સગાને ઊભો કરી, તેની પાસે દાવો કરાવી, જૂઠા પુરાવાથી તેના પર મોટી રકમનું હુકમનામું મેળવે છે. તે હુકમનામાનો અમલ અટકાવવા અને તેનું રક્ષણ કરવા રમેશ વાંધા સાથે એ હુકમનામું ભરી આવે છે અને તેને રદ કરવા ભૈરવ પાસે સામો દાવો કરાવે છે. ત્યારે એ જ ભૈરવ આચાર્ય, રમેશ સાથે રહેવાથી પોતાની દીકરીને કોઈ લેશે નહિ એવી બીકથી વેણીમાધવ સાથે મળી જઈ, ગેરહાજર રહી એ દાવો રદ જવા દે છે. સામાન્ય રીતે સહનશીલ રમેશ આ સહન કરી શકતો નથી; તે તેને ઘેર જાય છે અને ગુસ્સામાં ને ગુસ્સામાં તેને થોડું મારે છે. તે તેને મારત તો ખૂબ જ પણ ત્યાં રમા તેને અટકાવે છે.

આ રમાનો અને રમેશનો સંબંધ ઘણો જ સુકુમાર અને કરુણ છે. તેમને પરસ્પર પ્રેમ છે, જે દાંપત્યપ્રેમમાં પરિણમ્યો હોત, પણ રમાના પિતાએ કુલાભિમાનમાં લગ્નની ના પાડી, અને રમાને બીજે પરણાવી ત્યાં તે વિધવા થઈ. બન્ને પરસ્પરનો પ્રેમ શુદ્ધ અને સંયમમાં રાખે છે. પણ તે સાથે રમા અત્યંત માની છે, અને બન્ને વચ્ચે ગેરસમજૂતના અને રમેશને પક્ષે અન્યાય અને અપમાન સહવાના ઘણા પ્રસંગો આવે છે. પણ પરાકાષ્ઠા તો ત્યાં થાય છે કે રમા કંઈક સ્વભાવની અસ્થિરતાથી, પણ મુખ્યત્વે તો વેણીમાધવ અને નાતનાં બીજાં માણસો તેની ખરાબમાં ખરાબ નિંદા કરશે એવી ધમકીથી ડરીને, એ જ રમેશની વિરુદ્ધ ખોટી જુબાની આપે છે અને રમેશને છેવટે જેલમાં જવું પડે છે.

આ બધી પજવણી છતાં રમેશ ખરી મરદાઇથી અને

ત્યાગથી લોકોની સ્થિતિ સુધારવા માટે પ્રયત્ન કરતો હોય છે. તે નિશાળો ઉઘાડી આપે છે, ખેડૂતોની સ્થિતિ સુધારે છે, જમીનદાર તરીકે તેમને રાહત આપે છે, મેલેરિયાનો નાશ થાય એટલા માટે પાણી ભરાઈ રહેતા ખાડા પૂરવા પોતાની ઇજનેરી બુદ્ધિથી યોજનાઓ ઘડે છે. પણ તે ઘણીખરી અફળ જતી જણાય છે. એકવાર તો તે કંટાળીને પોતાનું ગામ છોડીને બીજી જગાઓમાં કામ કરવા જતાં રહેવા વિચાર કરે છે, ત્યાં તેને જેઠાઇ મા વારે છે.

બહુ સામાન્ય દેખાતી વસ્તુ વિશે સાચો પ્રશ્ન થવો એ અસાધારણ બુદ્ધિનું લક્ષણ છે. ન્યૂટનને જ પ્રશ્ન થયો કે ફળ ઝાડથી ભોંય ઉપર શા માટે પડ્યું? તેમ બહુ સામાન્ય થઈ ગયેલાં અને તેથી સ્વાભાવિક મનાતાં અનિષ્ટો સામે પ્રશ્ન થવા માટે પણ અસાધારણ સમભાવ અને અન્યાયની લાગણીની અસાધારણ તીવ્રતા જોઇએ છીએ. રમેશમાં હૃદયના આ ગુણો છે, અને તે ગુણો અને સુધારાને આવશ્યક દઢતા કાર્યદક્ષતા સહનશીલતા વગેરે પણ છે. પણ તે સાથે એ ભૂલવાનું નથી કે તે મોટી ઉંમરનો થતાં સુધી ગામડાના સમાજના સંસ્કારોથી અસ્પૃષ્ટ રહ્યો છે. પણ જેઠાઇ મા, એ જ સમાજમાં નાનપણથી ઉછરેલાં, એ સમાજમાં ઠેઠ સુધી વ્યવહાર કરેલો તેઓ પોતાની શુદ્ધ સંસ્કારિતાથી સમાજસુધારાની ફિલસૂફી સાદી રીતે સમજે છે, એ આપણા પડેલા અને પડતા જતા હિંદુ સમાજની આશારૂપ છે. શરદબાબુનાં પાત્રોમાં ઘણીવાર પ્રભાવવાન પ્રતિભાશાલી તેજસ્વી સ્ત્રીનું પાત્ર આવે છે તેવી આ બાઈ છે. બધી ખટપટનું મૂળ વેણીમાધવની તે સગી મા છે, તેને પોતાના દીકરા તરફ પૂરો સ્નેહ છે, છતાં ધૃતરાષ્ટ્રે દુર્યોધન તરફના જે પક્ષપાતથી સર્વસ્વ ખોયું, એવો પક્ષપાતની નબળાઈ તે બતાવતી નથી. આ જેઠાઇ મા અને રમેશની વાતચીત

આખી નવલકથાના રહસ્યરૂપ છે, હિંદુ સમાજની સ્થિતિ ઉપરની ટીકારૂપ છે, અને તે સાથે ભવિષ્યના કર્તવ્યની એક દિશા સ્પષ્ટ બતાવનાર છે એટલે તેને જરા ટુંકાવીને નીચે ઉતારૂં છું.

'વિશ્વેશ્વરીએ કહ્યું–"આપણી નિશાળમાં હવે ભણાવવા કેમ જતો નથી, કહે ને ?"

'રમેશે કહ્યું–"તે જ વાત કરવાને આવ્યો છું. જેઠાઇ મા આ લોકોના ભલા માટે પ્રયત્ન કરવો એ ખાલી ગધ્ધા-વૈતરું છે. જેઓ એક બીજાનું ભલું દેખી શકતા નથી, જેઓને આટઆટલુ અભિમાન અને અહંકાર છે, તેઓમાં મહેનત કરી મરવામાં કાંઈ લાભ નથી. માત્ર નફામાં પોતાના જ દુશ્મનો વધે છે."

'જેઠાઇ માએ કહ્યું–"એમાં કશું જ નવું નથી, રમેશ. પૃથ્વીમાં ભલું કરવાનો ભાર જેણે જેણે પોતાના ઉપર લીધો છે, તેના શત્રુની સંખ્યા હંમેશાં વધતી જ આવી છે...આ ગુરુભાર ભગવાને તારે માથે નાંખ્યો છે, તારે જ ઉપાડવો પડશે. પરંતુ હે રમેશ ! કહે છે, કે તું એ લોકોના (મુસલમાનોના) હાથનું પાણી પીએ છે !"

'રમેશે હસીને કહ્યું–"જોયું ને જેઠાઇ મા, એટલામાં તો તમારે કાને પણ પહોંચી ગયું ! હજુ પીધું નથી, પણ પીવામાં મને કાંઈ વાંધો લાગતો નથી. હું તમારા લોકોના જાતિભેદમાં માનતો નથી."

'જેઠાઇ માએ આશ્ચર્ય પામીને પૂછ્યું–"માનતો નથી એટલે શું ? એ કંઈ ખોટી વાત છે, અથવા જાતિભેદ છે જ નહિ, કે તું નહિ માને ?"

'રમેશે કહ્યું–"...જાતિભેદ છે એ હું કબૂલ કરું છું. પણ હું એને સારી વસ્તુ માનતો નથી."

' "કેમ ?"

'રમેશે એકાએક ઉશ્કેરાઈ જઈને કહ્યું–"કેમ એ શું તમને કહેવું પડશે ? ... સમાજમાં જેને હલકા ગણવામાં આવે છે, તેઓ ઉચ્ચ ગણાતાની ઈર્ષ્યા કરે ... એ તદ્દન સ્વાભાવિક છે, હિંદુઓ સંગ્રહ કરવા ઇચ્છતા નથી, તેમને આવડતું પણ નથી. માત્ર ખોતાં આવડે છે. ... આ વસતીગણતરી કરવામાં આવે છે તેનો હેવાલ જો તમે વાંચી જુઓ તો તમે કંપી ઊઠો. માણસને હલકા ગણી અપમાન કરવાનું ફળ પ્રત્યક્ષ તમે જોઈ શકત. તમે જોઈ શકત કે હિંદુઓ કેવી રીતે દહાડે દિવસે ઘટતા જાય છે, અને મુસલમાનોની સંખ્યા વધતી જાય છે. અને છતાં હિંદુઓને ભાન આવતું નથી."

'વિશ્વેશ્વરીએ હસીને કહ્યું–"તારે મોઢે આટલું બધું સાંભળ્યા છતાં, રમેશ, મને ભાન આવતું નથી. ... હલકા ગણાવા માટે જ કદી કોઈ હિંદુ વટલાયો નથી."

'રમેશે સંદિગ્ધ સ્વરે કહ્યું–"પણ, જેઠાઇ મા, વિદ્વાનો તો એ જ અનુમાન કાઢે છે."

'જેઠાઇ માએ કહ્યું–" ... કોઈ જો એવી માહિતી આપે કે અમુક ગામના, આટલા હલકી જાતના લોકો આ જ કારણે આ વર્ષે વટલાયા છે, તો કદાચ પંડિતોની વાત સાંભળીએ, પણ મને ખાત્રી છે કે એવી માહિતી કોઈ આપી શકવાનું નથી."

'રમેશે તથાપિ દલીલ કરીને કહ્યું–" પરંતુ જેઓ હલકા ગણાય છે તેઓ બીજા ઉચ્ચ વર્ણોની ઈર્ષ્યા કરે એ તો મને સાચું લાગે છે, જેઠાઇ મા."

'...વિશ્વેશ્વરી ફરી હસી પડી બોલ્યાં–" સાચી વાત નથી ભાઈ, લગીરે સાચી વાત નથી. ... નાનો ભાઈ જેમ પોતે નાનો છે એટલા માટે મોટા ભાઈની ઈર્ષ્યા કરતો નથી, ... એવી જ સ્થિતિ ગામડામાં છે. ... જાતિભેદ, ઈર્ષ્યા અને

દ્વેષનું કારણ નથી. કંઈ નહિ તોયે બંગાળાનાં આધારસ્થાન જેવાં ગામડાંમાં તો નથી જ નથી."'

આ વાત બંગાળા માટે ખરી હતી. હિંદના બીજા ભાગો માટે પણ ખરી હતી. અત્યારે પણ ક્યાંક ક્યાંક ખરી હશે. પણ અત્યારે સમાનતાના પ્રસરતા જતા વાતાવરણમાં તે ખરી નથી. ઉચ્ચ ગણાતી વર્ણોના ઉચ્ચતાના ખોટા ઘમંડના રૂઢ થઈ ગયેલા વર્તનથી ઘણાને અપમાન લાગે છે. પણ આપણે આગળ સાંભળીએ:—

'રમેશ મનમાં ને મનમાં આશ્ચર્ય પામી બોલ્યો–" ...પેલા ગામમાં તો આટઆટલાં ઘર મુસલમાનનાં છે. તેઓમાં કેમ આવા ઝગડા નથી? એક જણ બીજાને વિપત્તિના વખતમાં આમ દબાવી મારતો નથી. પેલે દહાડે પૈસાને અભાવે દ્વારિક ઠાકુરનું પ્રાયશ્ચિત્ત થયું ન હતું, એટલા માટે કોઈ તેના શબને સુદ્ધાં અડવા તૈયાર નહોતું. ..."

'વિશ્વેશ્વરીએ કહ્યું–" ...પણ જાતિભેદ તેનું કારણ નથી. કારણ એ છે કે મુસલમાનોમાં હજીયે સાચો ધર્મ રહેલો છે. પણ આપણામાં તે નથી. જેને યથાર્થ ધર્મ કહેવાય તે ગામડાંમાંથી બિલકુલ અલોપ થઈ ગયો છે. રહ્યાં છે માત્ર કેટલાક આચાર વિચારના કુસંસ્કાર અને તેમાંથી ઉત્પન્ન થતી પક્ષાપક્ષી."

'રમેશ હતાશભાવે એક નિઃશ્વાસ નાખી બોલ્યો,–" એનો કશો ઉપાય નથી, જેઠાઇ મા?"

'વિશ્વેશ્વરીએ કહ્યું–" છે તો ખરું. જ્ઞાન એ જ એનો ઉપાય છે.–જે માર્ગે તેં પગલાં માંડ્યાં છે, એ જ માર્ગે. એટલા જ માટે તો હું તને વારે વારે કહું છું, કે આ તારી જન્મભૂમિને કદી છોડી જઈશ નહિ.",

'જવાબમાં રમેશ કંઈક કહેવા જતો હતો, પણ વિશ્વે-શ્વરી વચમાં જ બોલી ઊઠયાં,–"તું કહેશે કે મુસલમાનોમાંયે અજ્ઞાન ભારોભાર છે. પરંતુ તેમના સજીવ ધર્મે જ તેઓને બધી બાજુએથી ઠેકાણે રાખ્યા છે. એક વાત કહું છું રમેશ. પીરપુરમાં જો તું તપાસ કરે તો તને ખબર પડશે કે જાફર નામના એક મોટા માણસનો તેઓએ બધાએ બહિષ્કાર કર્યો છે, કારણકે તે પોતાની સાવકી માને ખોરાકી આપતો નથી. પણ આપણા આ ગોવિંદ ગાંગુલીએ પેલે દહાડે તેની વિધવા ભાભીને પોતાને હાથે મારીને અધમૂઈ કરી નાંખી, પણ સમાજ તરફથી તેને સજા થવાનું તો ચૂલામાં ગયું, તે પોતે જ સમાજનું માથું થઈને બેઠો છે. આ બધા અપરાધોને આપણે વ્યક્તિગત પાપ પુણ્ય ગણીએ છીએ, એની સજા ભગવાનને કરવી હશે તો કરશે, પણ ગામનો સમાજ તે તરફ નજર પણ કરતો નથી."'

મુસલમાનોમાં ધર્મ શુદ્ધ સ્વરૂપે છે કે કેમ તે પ્રશ્ન દૂર રાખીએ, હિંદુઓને એ વિચારવાનો નથી, પણ એક વાત અહીં લખવી જોઈએ કે શરદબાબુ ઘણા લેખકોની પેઠે મુસલમાનો કરતાં હિંદુઓમાં આધ્યાત્મિકતા વધારે છે એવા પક્ષપાતથી દોરવાઈ જતા નથી. વસ્તુસ્થિતિ સામે જોવું છોડી દઈ, કદી પણ દેખી ન શકાય એવી આધ્યાત્મિકતાનાં વખાણ કરવાં બહુ સહેલાં છે, પોતાની ટીકા કરવી અઘરી છે. અને આ ટેવ,—બધું ભગવાનને કરવાનું સોંપી પોતે દૂર રહી દુઃખી થયા કરવું, એ ટેવ હિંદુઓમાં શું નથી? આપણે આગળ ચાલીએ:

'...વિશ્વેશ્વરી......બોલ્યાં–"જેને લીધે તારા મનમાંથી સંશય દૂર થતો નથી,–તે ઊંચનીચ સંબંધે મારામારી કરવી એ અવનતિનું એક લક્ષણ છે–કારણ નથી, રમેશ. સૌ પહેલાં એનો ઉપાય કર્યા વિના ચાલવાનું નથી એમ માની જો એ જ

પ્રશ્ન તું છેડશે તો આ અને તે બંને જશે.....એટલે જે તો હું તને વારે વારે કહું છું કે ભાઇ, તું તારી જન્મભૂમિને છોડી જઇશ નહિ. તારા જેવા, બહાર મોટા થયેલા, તારી માફક જ જો ગામમાં પાછા આવતા હોત, બધોય સંબંધ તોડી નાખીને ચાલ્યા ન જતા હોત, તો ગામડાં ગામની આવી દુરવસ્થા થઈ ન હોત. તેઓ કદી ગોવિંદ ગાંગુલીને માથે ચડાવી તને દૂર હડસેલી ન મૂકત."

'રમેશને રમાની વાત યાદ આવી. એટલે ફરી રીસપૂર્વક બોલ્યો,–"દૂર ખસી જવામાં મને પણ હવે કંઈ દુઃખ થતું નથી, જેઠાઇ મા."

'વિશ્વેશ્વરી રીસ કળી ગયાં....તેઓ બોલ્યાં–"ના, રમેશ, એ કદી ન બને. તું જ્યારે આવ્યો છે, કામ જ્યારે શરૂ કર્યું છે તો હવે જો તું અધવચ મૂકી જઇશ તો તારી જન્મભૂમિ તને માફ નહિ કરે."

"કેમ જેઠાઇ મા, જન્મભૂમિ કંઇ મારા એકલાની થોડી જ છે?"

'જેઠાઇ મા ઊકળીને બોલ્યાં,–"તારા એકલાની જ છે તો ભાઈ, એ કેવળ તારી જ મા છે. જોતો નથી કે માએ કદી છોકરાંની પાસે મોં ફાડીને હક્ક કરીને કંઈ માગ્યું નથી, તેથી આટઆટલા લોકો હોવા છતાં કોઇને ય કાને તેમનું રુદન પહોંચી શકયું નહોતું, પણ તેં આવતાં વેંત જ સાંભળી લીધું."

શહેરમાં જ પોતાનો વિકાસ થાય છે, શહેરમાં ધંધોપાણી છે, શહેરમાં પ્રગતિ અને સત્તા–વિસ્તારનો અવકાશ છે, એ બધું ખરું, પણ આવી દલીલોથી ગામડાનો દરેક શક્તિશાળી માણસ શહેરમાં વસી પોતાના ગામ તરફ પીઠ ફેરવી બેસે તો ગામ બગડે નહિ તો બીજું શું થાય? ગામડાં હજી બગડતાં જાય છે તેનું આ કારણ નાનું સૂનું નથી. અને જેને જે

ઇષ્ટમાર્ગનું દર્શન થાય તેને તે માર્ગે જવાનો ધર્મ પ્રાપ્ત થાય છે, એ તો વિશ્વેશ્વરીએ જીવનની ફિલસૂફીનું એક મહાન સત્ય કહ્યું છે. ખરી રીતે ઇશ્વર બધું કરી લેશે આપણે કશું જ કરવાનું નથી એ તામસ ઈશ્વરાસ્થાની આ ખરી સત્ત્વશાલી બાજુ છે. ઇશ્વરને પણ જો આ જગતમાં કાંઈ કાર્ય કરવું હોય તો તે મનુષ્યને એ કાર્યનું દર્શન કરાવીને જ કરે, એ ખરી ઈશ્વરાસ્થા છે, અને એ પ્રમાણે ઉત્સાહથી કાર્ય કરવા સાથે તે કાર્યદર્શનમાં ઈશ્વરનો હાથ જોવો તેમાં ખરું ગીતામાં કહેલું નૈષ્કર્મ્ય છે અને ખરી ઈશ્વરાસ્થા છે. પણ આ ધર્મની ભાષા અંતરાયરૂપ લાગતી હોય તો કહીએ કે જેને જે ઇષ્ટમાર્ગ સૂઝે તેમાં તેણે પોતે જવાનો પ્રયત્ન કરવો તે તેનો હક્ક છે, તે તેનું કર્તવ્ય છે, તેમાં તેની માણસાઇ છે.

તા. ૧૭–૩–૩૩ રામનારાયણ વિશ્વનાથ પાઠક

# શુદ્ધિ

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨ | પ્રાઢ | પ્રૌઢ |
| ૫ | છેલ્લેથી ૭ | બેટા | બેટા |
| ૮ | ૯ | બચાવ | બચાવે |
| ૧૦ | ૧૧ | ભાંભળી | સાંભળી |
| ૧૭ | ૧૭–૧૮ | નાક ઉપર, ...સફેદ હતા. | નાક ઉપર પેંડાં જેવાં મોટાં ચશ્માં હતાં. તેમના સફેદ વાળ પાછળ દોરીથી બાંધેલા હતા. |
| ૨૪ | ૧૩ | બાહ્મણે | બ્રાહ્મણે |
| ૨૮ | ફૂટનોટમાં ૨ | પૂરણાવાળા | પૂરણવાળા |
| ૨૯ | ૧૪ | કહું છે–" | કહું છું–" |
| ૪૦ | ૧૦ | રહ્યા છે | રહ્યો છે. |
| ૪૧ | ૩ | તારા | તારી |
| ૬૦ | ૬ | એઠીએ | એડીએ |
| ૭૬ | ૪ | કદ્રુપું | કદ્રૂપું |
| ૭૬ | છેલ્લેથી ૪ | જહર | જરૂર |
| ૮૫ | ૧૨ | 'નમસ્કાર | નમસ્કાર |
| ૮૬ | છેલ્લેથી ૪ | ઘોળું | ફીકું |
| ૯૧ | ૧૩ | કોઇએ | કોઇને |
| ૧૦૩ | છેલ્લેથી ૨ | ઉદ્યામ | ઉદ્દામ |
| ૧૧૧ | ૭ | "રમેશે | રમેશે |
| ૧૧૪ | છેલ્લેથી ૬ | "ધૃણાથી | ધૃણાથી |
| ૧૨૦ | ૮ | પૌઢ | પ્રૌઢ |
| ૧૨૯ | ૯ | જેકાઇ | જેઠાઇ |
| ૧૩૩ | ૫ | કહું છે, | કહું છું, |
| ૧૩૬, | ૧૨ | 'મને | મને |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૩૭ | ૬ | જોઇએ છે ? | જોઈએ છે, |
| ૧૩૮ | ૧૩ | " આ શબ્દો | આ શબ્દો |
| ૧૩૮ | ૧૫ | હૃદયને | હૃદયના |
| ૧૪૦ | ૨ | " ગોપાલના | ગોપાલના |
| ૧૪૦ | ૮ | "રમાનું | રમાનું |
| ૧૪૩ | ૮ | ઊડી ગયો, | ઊડી ગયો હોય, |
| ૧૪૪ | ૩ | બસોને | બસો |
| ૧૪૫ | ૧૧ | આપણે | આપણને |
| ૧૪૫ | છેલ્લી | કહીને | કરીને |
| ૧૪૯ | ૫ | નજરે | નજર |
| ૧૫૦ | ૨ | " એકાએક | એકાએક |
| ૧૫૦ | ૩ | ડૂસકે ડૂસકે | ધ્રૂસકે ધ્રૂસકે |
| ૧૫૩ | ૨ | હાય રે | " હાય રે ! |
| ૧૬૦ | ૮ | લક્ષ્મી | લક્ષ્મીએ |
| ૧૬૦ | ૧૨ | એટલું | એ ખરું, |
| ૧૭૧ | છેલ્લેથી ૩ | " ભલે | " ભલે |
| ૧૮૨ | ૧ | છે કે | છું, કે |
| ૧૮૪ | ૧૨ | અડવાની | ઉપાડવાની |
| ૧૮૪ | ૧૩ | અડાડસે સુદ્ધાં | પગ સુદ્ધાં અડાડશે |
| ૧૮૫ | ૧૩ | માતા | મારા |
| ૧૭૫ | છેલ્લેથી ૩ | તેની | તેના |
| ૧૯૧ | ૧૦ | એટલે એજ | એટલે |
| ૧૯૧ | ૧૧ | પાછળ છે ? | પાછળ છે. |
| ૨૧૨ | ૧૧ | મળવા માટે | મળવા બોલાવવા માટે |
| ૨૧૨ | ૧૧ | મોકલી પણ | મોકલી ! |
| ૨૧૩ | ૧૨ | કરીને | કહીને |

## ૧

વેણી ઘોષાલે મુખર્જીના ઘરના અંદરના આંગણામાં પગ મૂકતાં જ સામે એક પ્રૌઢ સ્ત્રીને જોઈ પૂછ્યું:—"કેમ માસી! રમા ક્યાં છે?"

માસી પૂજા કરતાં હતાં. ઇશારાથી રસોડું બતાવી દીધું. વેણી ઓટલે ચડીને રાંધણિયાના ઉંબરની બહાર ઊભો રહી બોલ્યો,—"પછી, રમા, શું કરવાનું નક્કી કર્યું?"

બળતા ચૂલા ઉપરથી કડકડતી કઢાઈ ઉતારી મૂકી રમાએ મોઢું ઊંચું કરી જોયું,—"શાનું મોટાભાઈ?"

વેણીએ કહ્યું,—"તારિણી કાકાના શ્રાદ્ધની જ વાત તો, બહેન. રમેશ તો કાલે આવી પહોંચ્યો છે. બાપનું શ્રાદ્ધ ખૂબ ધામધૂમથી કરવાનો હોય એમ લાગે છે;—તમે જશો કે?"

રમા બંને આંખ વિસ્મયથી ફાડીને બોલી,—" શું, હું તારિણી ઘોષાલને ઘેર જવાની ? " વેણી જરા શરમાઈને બોલ્યો,—" તે તો, બેન, હું જાણું જ છું. બીજા ગમે તે જાય પણ તમે કદી પણ જવાનાં નથી. તો પણ કહે છે કે, ભાઈસાહેબ તો બધે ઘેરઘેર જાતે જઈને કહેવાના છે— દુષ્ટતામાં તો એ એના બાપને પણ ટપી જાય એવો છે,—જો આવ તો શું કહીશ ? "

રમાએ રોષપૂર્વક જવાબ દીધો,—" હું તો કશું કહેવાની નથી—બહાર દરવાન બેઠો છે તે ઉત્તર દેશે—"

પૂજામાં બેઠેલાં માસીને કાને પક્ષાપક્ષીની આ અત્યંત રુચિકર ચર્ચા પહોંચતાં વેંત જ તેઓ પૂજા છોડીને ઊઠી આવી પહોંચ્યાં: ભાણજીનું બોલવું પૂરું થાય તે પહેલાં જ ફૂટતી ધાણીની માફક ઊછળીને બોલવા લાગ્યાં,—" દરવાન વળી શા માટે ? મને બોલતાં નથી આવડતું ? એ પાજીને એવું તો સંભળાવી દઈશ કે દીકરો મરતા સુધી ફરી કોઈ વાર મુખર્જીના ઘરમાં પગ મૂકવાનું ભૂલી જાય. તારિણી ઘોષાલનો દીકરો મારે ઘેર નોતરું દેવા આવે ? હું કશું જ ભૂલી નથી, વેણીમાધવ ! તારિણી તેના આ છોકરા સાથે જ મારી રમાના વિવાહ કરવા ઇચ્છતો હતો. ત્યારે કંઈ મારો જતીન જન્મ્યો ન હતો—એણે માન્યું હતું કે જદુ મુખર્જીની બધી મિલકત મારા હાથમાં આવશે—સમજ્યો ને ભાઈ વેણી ! પણ તે જ્યારે થયું નહિ, ત્યારે પેલા ભૈરવ આચાર્ય મારફતે કોણ જાણે શુંય ધંતરમંતર કરાવી, મારી રમાનું એવું તો સત્યાનાશ વાળ્યું, કે છ માસ ગયા ન ગયા ત્યાં તો મારી

દીકરીનો હાથનો ચૂડો અને કપાળનો ચાંલ્લો ચાલ્યા ગયા. હલકા કુળનો થઈને જદુ મુખર્જીની છોકરીને વહુ બનાવવાના અભરખા થાય છે! હરામજાદાનું મરણ પણ જોઈએ તેવું જ થયું છે—દીકરાને હાથે આગ પણ ન પામ્યો! બળ્યું એનું મોં!" એટલું બોલીને માસી જાણે કુસ્તી પૂરી કરી હોય એમ હાંફવા લાગ્યાં.

વારે વારે હલકા કુળનો ઉલ્લેખ સાંભળી વેણીનું મોં મ્લાન થઈ ગયું હતું. કારણ, તારિણી ઘોષાલ તેના જ કાકા થતા હતા. રમાએ આ જોઈને માસીને તિરસ્કારને સ્વરે કહ્યું,—"માસી, તમે કેમ માણસના કુળની વાત કાઢો છો? કુળ કંઈ કોઈની હાથની ઘડેલી વસ્તુ નથી, જે જ્યાં જન્મ્યું હોય, તે જ તેને માટે સારું."

વેણી શરમાઈને જરા હસીને બોલ્યો,—"ના, રમા, માસી ખરી જ વાત કહે છે. તું કેવા મોટા કુળની છોકરી, તને શું અમે અમારે ઘેર આણી શકીએ, બહેન? નાનાકાકાએ એ વાત ઉચ્ચારી એ જ બેઅદબી કહેવાય. અને મંતરમંતરની વાત જો કહેતી હોય, તો તે સાચી જ છે. દુનિયામાં નાનાકાકા અને આ બેટા ભૈરવ આચાર્ય, એ બેને અસાધ્ય એવું કંઈ જ નથી. એ ભૈરવ તો આજકાલ રમેશનો મુરબ્બી થઈ બેઠો છે."

માસી બોલ્યાં,—"એ તો ખબર જ છે વેણી! ભાઈ સાહેબ દસબાર વરસ સુધી તો ગામમાં આવ્યા ન હતા—આટલા દિવસ હતા ક્યાં?"

"શી રીતે જાણવું માસી? નાનાકાકાની સાથે તમારો

જેવો સંબંધ છે તેવો જ અમારો છે. કહે છે કે આજ સુધી મુંબઈ કે કંઈક હતો. કોઈ કહે છે કે દાક્તરની પરીક્ષા આપીને આવ્યો છે. કોઈ કહે છે, વકીલ થઈને આવ્યો છે— કોઈ કહે છે કે બધું જ પોલંપોલ છે.—કહે છે કે ભાઈસાહેબ દારૂના અટલ ગરાડી છે. જ્યારે ઘેર આવ્યો ત્યારે કહે છે કે બંને આંખો લાલઘૂમ જેવી હતી."

"એમ? ત્યારે તો એને ઘરમાં પેસવા જ ન દેવો જોઈએ!"

વેણી ઉત્સાહ પૂર્વક માથાને એક ઝોક આપી બોલ્યો,— "નહિ જ વળી. અરે રમા! તને રમેશ યાદ આવે છે?"

પોતાના દુર્ભાગ્યની વાત ઊપડેલી જોઈ રમા મનમાં ને મનમાં શરમાઈ ગઈ હતી. સલજ્જ મૃદુહાસ્ય કરીને બોલી,—"આવે તો છેસ્તો. તે કાંઈ મારા કરતાં બહુ મોટો નથી. તે સિવાય શીતલાતલાની પાઠશાળામાં અમે બંને જણ ભણતાં યે હતાં ને? પણ, તેની માના મરણની વાત મને બહુ યાદ આવે છે. કાકી મારા ઉપર બહુ હેત રાખતાં."

માસી ફરી એકવાર ઊછળી પડીને બોલ્યાં,—"બળ્યું એ હેત! એ હેત કેવળ પોતાનું કામ કાઢી લેવા પૂરતું જ હતું. તને ગમે તે રીતે હાથમાં લેવાની જ એ લોકોની મતલબ હતી."

વેણીએ બહુ ડાહ્યા ડમરા થઈને ટાપસી પૂરીને કહ્યું,— "તેમાં વળી શંકા શી માસી? નાની કાકી પણ—" પરંતુ તેનું બોલવાનું પૂરું થાય તે પહેલાં જ રમાએ ચિડાઈને માસીને કહ્યું,—"એ બધી જૂની વાતોનું શું કામ છે માસી?"

રમેશના પિતાની સાથે રમાને ગમે તેટલો ઝઘડો હોય, પણ તેની મા સંબંધે તો રમાના અંતરમાં કોઈક જગાએ જાણે ગુપ્ત લાગણી હતી. આટલે કાળે પણ તે પૂરેપૂરી ભૂંસાઈ ગઈ નહોતી. વેણી તરત જ ટાપસી પૂરીને બોલ્યો,—" ખરું, ખરું. નાનાં કાકી સજ્જનનાં દીકરી હતાં. આજે પણ તેમની વાત નીકળતાં માની આંખ ભરાઈ આવે છે."

કઈ વાતમાંથી કઈ વાત આવી પડે છે, તે જોઈને વેણીએ તરત જ આ બધો પ્રસંગ દાબી દીધો. અને બોલ્યો,— " ત્યારે બહેન, આ તો નક્કી જ ને ? ફેરફાર તો નહિ જ થાય ને ?"

રમા હસી અને બોલી,—" મોટાભાઈ ! બાપુ કહેતા કે અગ્નિનો શેષ, ઋણનો શેષ અને શત્રુનો શેષ કદી રાખીશ નહિ. તારિણી ઘોષાલ જીવતો હતો ત્યારે અમને કાંઈ ઓછો ઉપદ્રવ કર્યો નથી—બાપુને સુદ્ધાં જેલમાં મોકલવા માગતો હતો. હું કશું જ ભૂલી નથી, મોટાભાઈ !—જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી ભૂલવાની નથી. રમેશ એ જ દુશ્મ-નનો દીકરો ને ? તે સિવાય, હું તો કેમે કરી જઈ શકું તેમ છે જ નહિ. બાપુ અમને બંને ભાઈબહેનને મિલકત વહેંચી આપી ગયા છે ખરા, પણ બધી મિલકતનું રક્ષણ કરવાનો ભાર માત્ર મારા ઉપર જ છે. અમે તો નહિ જ પણ અમારા સંબંધીમાંથી પણ કોઈને તેને ત્યાં જવા દઈશું નહિ." જરા વિચાર કરીને બોલી,—" વારુ, મોટાભાઈ !

કોઈ પણ બ્રાહ્મણ તેને ઘેર જાય જ નહિ એવું નહિ કરી શકો ?"

વેણી જરા પાસે આવી અવાજ ધીમો કરી બોલ્યો—"બહેન ! એ જ પ્રયત્ન તો કરું છું. તું મારી મદદે રહેજે, પછી મને કશી ચિંતા નથી. રમેશને આ કુંઆપુરમાંથી હાંકી ન કાઢું, તો મારું નામ વેણી ઘોષાલ નહિ. ત્યાર પછી હું અને ભૈરવ આચાર્ય છીએ. હવે તારિણી ઘોષાલ તો કંઈ છે નહિ. જોઉં તો ખરો કે એ બચ્ચાજીને કોણ બચાવ છે ?"

રમાએ કહ્યું,—"બચાવનાર રમેશ ઘોષાલ છે જ. જુઓ મોટાભાઈ ! હું અત્યારથી કહી મૂકું છું કે દુશ્મનાવટ કરવામાં એ પણ પાછી પાની નહિ કરે."

વેણી જરા વધુ પાસે આવીને, એક વાર આમતેમ જોઈને, ઉંબર ઉપર ઊભડક બેઠો. ત્યાર પછી અવાજ બિલકુલ ધીમો કરી બોલ્યો,—"રમા ! વાંસ જો કાપી નાંખવો હોય તો આ જ વખત છે. પાકટ થઈ ગયા પછી કશું વળશે નહિ, એ હું તને ચોક્કસ કહી મૂકું છું. મિલકત શી રીતે સાચવવી એ હજુ તે શીખ્યો નથી. અત્યારે જ જો શત્રુની તું જડ ન ઉખેડી શકે, તો પછી એ બનવાનું નથી. આપણે એક વાત રાતદિવસ યાદ રાખવી જોઈશે કે એ તારિણી ઘોષાલનો જ છોકરો છે, બીજો કોઈ નથી."

"એ તો હું સમજું છું, મોટાભાઈ !"

"બહેન, તું શું નથી સમજતી ? ભગવાને છોકરો ઘડતાં ઘડતાં તને છોકરી ઘડી નાંખી છે. બુદ્ધિમાં તો કોઈ

પહોંચેલ જમીનદાર પણ તારી આગળ હારી જાય, એમ અમે બધા જ કહીએ છીએ. વારુ, કાલે આવીશ. આજે મોડું થયું છે, જાઉં છું" બોલી વેણી ઊભો થઈ ગયો. રમા આ વખાણથી અત્યંત રાજી થઈ, ઊઠી ઊભી થઈ વિનયપૂર્વક કંઈ વિરોધ કરવા જતી હતી, એટલામાં જ એકાએક ચમકી ઊઠી. આંગણાને એક છેડેથી અપરિચિત, ગંભીર અવાજે કોઇએ બૂમ મારી,—"રાણી ક્યાં છે?" રમેશની મા નાનપણમાં તેને આ નામે બોલાવતાં. તે પોતે જ આટલે દહાડે તે ભૂલી ગઈ હતી. વેણીના તરફ જુએ છે, તો તેનું આખું મોં કાળું પડી ગયું છે. બીજી જ ક્ષણે વીંખરાયેલે માથે, ઉઘાડે પગે, માથે ચાદર ઓઢીને રમેશ આવીને ઊભો. વેણી ઉપર નજર પડતાં જ બોલી ઊઠ્યો,—"અરે મોટાભાઈ! તમે અહીં ક્યાંથી? સારું, ચાલો. તમારા વિના કરશે કોણ? હું આખે ગામ તમને શોધતો ફરું છું. ક્યાં છે, રાણી ક્યાં છે?"—એમ બોલીને બારણા સામે આવી ઊભો.

છટકી જવાનો માર્ગ રહ્યો નહિ એટલે રમા નીચું જોઈ રહી.

રમેશ ક્ષણભર તેના તરફ નજર કરી ભારે અજાયબી બતાવી બોલી ઊઠ્યો,—"આ રહી! બાપરે! કેવડી મોટી થઈ ગઈ? મઝામાં છે ને?"

રમા તેમને તેમ નીચું જોઈને જ ઊભી રહી. એકાએક બોલી જ શકી નહિ. પરંતુ રમેશ જરા હસી તરત જ બોલ્યો, "ઓળખાણ તો પડે છે ને? હું તો તારો રમેશદા."

હજીયે રમા ઊંચું જોઈ શકી નહિ. પણ મૃદુ કંઠે પૂછ્યું,—"આપ મઝામાં છો ને ?"

"હા ભાઈ ! મઝામાં છું. પણ મને 'આપ' શાની કહે છે, રમા ?" વેણીના તરફ જોઈ જરા મ્લાન હાસ્ય કરી બોલ્યો,—"મોટાભાઈ, રમાના પેલા શબ્દો હું કદી ભૂલી શકતો નથી. જ્યારે મા મરી ગયાં ત્યારે એ તો બહુ નાની હતી. તે ઉંમરે જ મારી આંખો લૂછીને એ કહેવા લાગી, 'રમેશદા ! તમે રડશો નહિ. મારી માને આપણે બે જણાં વહેંચી લઈશું ?' તારા તે શબ્દો તને તો રમા, યાદ નહિ આવતા હોય, નહિ ? વારુ, મારી મા તો યાદ છે ને ?"

આ શબ્દો સાંભળી રમાનું માથું જાણે લજ્જાથી વિશેષ નમી પડ્યું. એક વાર માથું હલાવીને પણ તે જણાવી શકી નહિ કે કાકી તેને બહુ યાદ આવે છે.

રમેશ વિશેષે કરીને રમાને જ ઉદ્દેશીને બોલવા લાગ્યો,—"હવે વખત તો રહ્યો નથી. આડા માત્ર ત્રણ દિવસ જ રહ્યા છે. જે કરવાનું હોય તે કરી દો, ભાઈ ! બિલકુલ લાચાર જેવો થઈને હું તમારે આંગણે આવ્યો છું. તમો નહિ આવો તો સહેજ પણ વ્યવસ્થા મારાથી થવાની નથી."

માસી આવીને ગુપચુપ રમેશની પાછળ ઊભાં રહ્યાં. વેણીએ કે રમાએ કોઈએ કશો જ જવાબ દીધો નહિ, ત્યારે તે સામે આવી રમેશ તરફ જોઈ બોલ્યાં,—"તું બાપુ, તારિણી ઘોષાલનો જ દીકરો ને ?"

રમેશે આ પહેલાં આ માસીને જોયાં ન હતાં. કારણ, તે ગામ છોડી ગયો ત્યાર પછી માસી, રમાની માની

માંદગીને કારણે મુખર્જીના ઘરમાં દાખલ થયાં તે થયાં, ફરી બહાર નીકળ્યાં નથી. રમેશ જરા નવાઈ પામીને તેમના તરફ જોઈ રહ્યો.

માસીએ કહ્યું,—"નહિ તો આવો બેશરમ પુરુષ બીજો કોણ હોય? બાપ તેવા બેટા. બોલવું નહિ, ચાલવું નહિ, એકદમ કોઈ ગૃહસ્થના ઘરમાં પેસી જઈને ઉત્પાત કરતાં શરમ નથી આવતી તને?"

રમેશ દિગ્મૂઢની માફક પૂતળું બની જોઈ રહ્યો. "હું જાઉં છું" કહીને વેણી ઉતાવળો ઉતાવળો ખસી ગયો. રમા અંદરથી જ બોલી,—"શું બકો છો માસી? તમે તમારે કામે જાઓ ને!—"

માસીએ માન્યું કે પોતે ભાણજીનો ગુપ્ત સંકેત સમજી ગયાં છે. એટલે અવાજમાં હજુ વધુ ઝેર ઉમેરીને બોલ્યાં,—"ના રમા! વચ્ચે બોલીશ નહિ. જે કામ કરવાનું જ છે તેમાં મને તમારી માફક આંખની શરમ નડતી નથી. વેણીને આમ બીને નાસી જવાની શી જરૂર હતી? કહીને જ જવું હતું ને, કે બાપુ, અમે તારા ગુમાસ્તા ય નથી, ખાસ તાલુકાની પ્રજા પણ નથી કે તારે ઘેર આવે પ્રસંગે પાણી ખેંચવા કે લોટ બાંધવા આવીએ. તારિણી મૂઓ તો આખા ગામના લોકોને ટાઢક વળી છે. આ વાત કહેવાનું આપણે માથે ન નાખી જતાં, પોતે જ એના મોઢા ઉપર કહી ગયો હોત, તો પુરુષ માણસને છાજે તેવું કર્યું કહેવાત."



રમેશ હજી પણ નિઃસ્તબ્ધ જડની માફક ઊભો રહ્યો.

ખરું જોતાં આ બધાંનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. અંદરથી રાંધણિયાના બારણાની સાંકળ ખણણ ખણણ કરતી હાલી ઊઠી. પરંતુ કોઈએ તે તરફ ધ્યાન આપ્યું નહિ. માસી રમેશના મૂંગા અને તદ્દન ફિક્કા પડી ગયેલા મોં તરફ જોઈને ફરી બોલ્યાં,—"ગમે તેમ હો, બ્રાહ્મણના છોકરાનું હું ચાકર દરવાન પાસે અપમાન કરાવવા માગતી નથી—જરા ભાન રાખીને કામ કરીએ, બાપુ.—હજુ નાનો કીકલો નથી કે ગૃહસ્થના ઘરમાં પેસીને લાડ કરતો ફરે છે. તારે ઘેર મારી રમા કદી પગ ધોવા પણ જવાની નથી, એ હું તને કહી મૂકું છું."

એકાએક રમેશ જાણે ઊંઘમાંથી જાગ્યો હોય એમ ઝબકી ઊઠ્યો, અને બીજી જ ક્ષણે તેની વિશાળ છાતીમાંથી એવો ઊંડો નિઃશ્વાસ નીકળ્યો, કે તેના અવાજથી તે પોતે પણ ચમકી ઊઠ્યો. ઓરડાની અંદરથી જ બારણા પાછળ ઊભાં ઊભાં રમાએ મોં ઊંચું કરી જોયું. રમેશે જરાવાર આનાકાની કરી પણ પછી રસોડા તરફ જોઈ બોલ્યો,—"જો અવાય એમ ન હોય તો પછી લાચાર, પરંતુ મને આટલી બધી ખબર ન હતી. અજાણતાં જે પજવણી કરી તે માટે રાણી, મને માફ કરજે." એમ બોલીને તે ધીરે ધીરે ચાલ્યો ગયો. ઓરડામાંથી કશો જ ઉત્તર આવ્યો નહિ. જેની પાસે તેણે ક્ષમા માગી, તે તો બારણા પાછળ ઊભી ઊભી નિઃશબ્દે તેના મુખ તરફ જોઈ રહી હતી, તેની રમેશને ખબર પણ પડી નહિ. વેણી તરત જ પાછો આવી હાજર થયો. તે ભાગી નહોતો ગયો. બહાર સંતાઈને માત્ર

વાટ જોતો હતો. માસીની સાથે આંખ મળતાં જ તેનું આખું મોં આનંદથી અને હાસ્યથી ભરાઈ ગયું. પાસે આવીને બોલ્યો,—" ખરું ! સંભળાવ્યું ખરું માસીએ ! આવું સંભળાવવાનું અમારું તો ગજું જ નહિ. આ તે કંઈ ચાકર દરવાનનાં કામ છે, રમા ? મેં સંતાઈને જોયું ને, કે ભાઈ સાહેબ કલેડા જેવું મોં કરીને પધાર્યા ! એમ જ જોઈએ. બરાબર થયું."

માસી, પોતાનું અભિમાન ઘવાયું હોય એમ બોલ્યાં, —" બરાબર થયું એ તો હુંયે જાણું છું. પણ અમો બે બાઈ માણસ ઉપર ભાર નાખીને ખસી ગયો, તેના કરતાં પોતે જ જો કહી ગયો હોત, તો એથી યે સરસ થાત. અને બોલવાની હિંમત ન ચાલી, તો મેં એને શું કહ્યું તે ઊભા રહીને સાંભળવું તો હતું, ભાઈ ! આમ તું ખસી ગયો તે ઠીક ન થયું."

માસીના શબ્દોની ઝાળથી વેણીના મુખ પરનું હાસ્ય ઊડી ગયું. આ આરોપનો શો જવાબ દેવો તે તેને કાંઈ સૂઝયું નહિ. પણ લાંબો વખત વિચાર કરવો ન પડયો. એકાએક રમાએ અંદરથી તેનો જવાબ દઈ દીધો. અત્યાર સુધી તે એક પણ શબ્દ બોલી નહતી. બોલી,—" તમે જ જાતે સંભળાવ્યું એ જ ઉત્તમ થયું છે. બીજા ગમે તેટલું બોલત તોપણ તમારી માફક જીભ વતી આટલું ઝેર કોઈ ઉડાડી ન શકત."

માસી અને વેણી બંને અતિશય આશ્ચર્ય પામ્યાં. માસીએ રસોડા તરફ ફરીને કહ્યું,—" શું બોલી તું ?"

"કંઈ નહિ. પૂજા કરતાં કરતાં સાત વાર તો ઊઠયાં. જાઓ હવે, એનો પાર લાવો ને. રાંધવું બાંધવું છે કે નહિ?" બોલતી બોલતી રમા પોતે પણ બહાર આવી, અને કોઈને કશું કહ્યા વિના ઓટલો ઓળંગી સામી તરફના ઘરમાં દાખલ થઈ. વેણીએ ઉતરેલે મોંએ ગુપચુપ પૂછ્યું,—"માસી! આ છે શું?"

"ભાઈ, એ હું શું જાણું? એ રાજરાણીનો મિજાજ સમજવો શું મારા જેવી દાસી બાંદીનું કામ છે?" એમ બોલી, ક્રોધ અને ક્ષોભથી મોં કાળું કરી, પૂજાના આસન ઉપર જઈને બેઠાં અને મનમાં ને મનમાં ભગવાનનું જ નામ લેવા લાગ્યાં હશે. વેણી ધીમે ધીમે ચાલ્યો ગયો.

## ૨

આ કુંઆપુર ગામની જમીનદારી શી રીતે મળી તેનો એક ઇતિહાસ છે, તે અહીં કહેવો જરૂરી છે. લગભગ સો વર્ષ પહેલાં મહા કુલીન બળરામ મુખર્જી તેમના મિત્ર બલરામ ઘોષાલને સાથે લઈને વિક્રમપુરથી આ દેશમાં આવ્યા હતા. મુખર્જી માત્ર કુલીન ન હતા, બુદ્ધિમાન પણ હતા. લગ્ન કરી, વર્ધમાન રાજદરબારમાં નોકરી કરી, અને બીજું શું શું કરી તેમણે આ સંપત્તિ મેળવી હતી. ઘોષાલે પણ આ તરફ જ લગ્ન કર્યું હતું. પરંતુ પિતૃઋણ અદા કર્યા સિવાય બીજું કાંઈ કરવાની તેમનામાં શક્તિ જ ન હતી. એટલે તેમના દિવસો દુઃખે કષ્ટે જતા હતા. આ લગ્નને કારણે જ, કહે છે કે આ બંને મિત્રો વચ્ચે વૈમનસ્ય ઊભું થયું. આખરે ઝઘડો એટલો વધી ગયો, કે એક ગામમાં રહેવા છતાં પણ વીસ વરસમાં કોઈએ કોઈનું મોં સુદ્ધાં જોયું નહિ. બલરામ મુખર્જી મરી ગયા તે દિવસે પણ ઘોષાલે તેમના ઘરમાં પગ મૂક્યો નહિ. પણ તેમના મરણને બીજે જ

દિવસે એક અતિ આશ્ચર્યજનક વાત સાંભળવામાં આવી. તેઓ પોતાની બધી મિલકત સરખે ભાગે પોતાના પુત્ર અને પોતાના મિત્રના પુત્રો વચ્ચે વહેંચી ગયા હતા.

ત્યારથી આ કુંઆપુરની જમીનદારી મુખર્જી અને ઘોષાલ વંશ ભોગવતા આવે છે. તે લોકો પોતે જમીનદાર તરીકે અભિમાન લેતા. ગામના લોક પણ તે વાતનો અસ્વીકાર કરતા નહિ. જે વખતની વાત કરીએ છીએ તે વખતે ઘોષાલ વંશમાં પણ ભાગલા પડયા હતા. તે વંશના નાના ભાગીદાર તારિણી ઘોષાલ, છ એક દિવસ ઉપર કોઈ મુકદ્દમાને માટે જિલ્લાના શહેરમાં ગયા હતા. ત્યાં અદાલતના નાના મોટા પાંચ સાત મુલતવી રહેલા મુકદ્દમાઓના પરિણામ તરફ નજર પણ કર્યા વિના, કોણજાણે કયાંની અજાણી અદાલતનો મહામાન્ય સમન્સ માથે ચડાવી, તે એકાએક મૂંગામૂંગા ચાલતા થયા, ત્યારે તેમના કુંઆપુર ગામમાં બધે ભારે ધાંધલ મચી રહી. મોટા ભાગનો કર્તાહર્તા વેણી ઘોષાલ, કાકાના મૃત્યુથી અંદરખાને આરામ અનુભવતો ઘેર આવ્યો, અને છૂપી રીતે કાકાના આગામી શ્રાદ્ધનો દિવસ ધૂળમાં મેળવવા માટે પક્ષ ઊભો કરવા લાગ્યો. છેલ્લાં દસ વર્ષથી કાકા ભત્રીજાને મોં જોવા વહેવાર ન હતો. ઘણાં વર્ષ પહેલાં તારિણીનું ઘર ભાંગ્યું હતું, ત્યારથી પુત્ર રમેશને તેના મામાને ઘેર મોકલી દઈ, તારિણી ઘરમાં દાસદાસીઓ સાથે અને બહાર મુકદ્દમામાં જ વખત ગાળતા હતા. રમેશને રૂડકી કોલેજમાં આ અશુભ સમાચાર મળ્યા, એટલે તે પિતાની ઉત્તરક્રિયા કરવા બપોર પછી તેના સૂના ઘરમાં લાંબે કાળે આવી પહોંચ્યો.

ઘરમાં ધમાલ છે. વચમાં માત્ર બે જ દિવસ આડા છે. ગુરુવારે રમેશના પિતાનું શ્રાદ્ધ છે. એક બે, એક બે કરીને પરગામના મુરબ્બીઓ આવતા જાય છે. પરંતુ પોતાના કુંઆપુરનું કોઈ કેમ આવતું નથી, એ રમેશ સમજ્યો હતો—કદાચ આખર સુધી કોઈ આવશે પણ નહિ, એ પણ તે જાણતો હતો. કેવળ ભૈરવ આચાર્ય અને તેના ઘરનાં માણસો આવીને કામકાજમાં સામેલ થયાં હતાં. પોતાના ગામના બ્રાહ્મણોની ચરણરજની આશા ન હોવા છતાં પણ તૈયારી તો રમેશ મોટા લોકના જેવી જ કરતો હતો. આજે બહુ વખત થયાં ઘરમાં કામકાજમાં ગૂંથાયેલો હતો—કંઈક કામને માટે બહાર આવીને જુએ છે તો એ વૃદ્ધ સજ્જનો ક્યારના ય આવીને દીવાનખાનાની ગાદી ઉપર બેસીને હુક્કો ગગડાવતા હતા. સામે આવીને તે વિનયપૂર્વક કંઈ બોલે તે પહેલાં જ, પાછળથી અવાજ સંભળાતાં, ફરીને જુએ છે તો એક અતિ વૃદ્ધ સજ્જન પાંચ સાત છોકરાંને લઈને ખોંખતા ખોંખતા ઘરમાં દાખલ થયા. તેમને ખભે મેલું ઉપવસ્ત્ર હતું, નાક ઉપર, પાછળ દોરીથી બાંધેલાં પૈડા જેવાં મોટાં ચશ્માં હતાં. તેમના વાળ સફેદ હતા, અને ધોળી મૂછ તંબાકુના ધૂમાડાથી રાતી પડી ગયેલી હતી. આગળ આવીને ભીષણ ચશ્માંમાં થઈને રમેશના મોઢા તરફ ક્ષણભર જોઈ રહી, કાંઈ પણ બોલ્યા વિના તેમણે પોક મૂકી. આ કોણ છે, એ રમેશ ઓળખી શક્યો નહિ, પણ ગમે તે હોય, રમેશે ઉતાવળા ઉતાવળા આવીને તેમનો હાથ પકડયો કે તરત જ તેઓ ગદ્‌ગદ્ કંઠે



૨

બોલી ઊઠ્યા,—"ના ભાઈ રમેશ! તારિણી આવી રીતે છેતરીને ભાગી જશે, એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. પરંતુ મારો કંઈ એવા ચૅટર્જી વંશમાં જન્મ થયો નથી, કે કોઈની બીકે આ મોઢે જૂઠું બોલું. આવતી વખતે તમારા વેણી ઘોષાલના મોઢા ઉપર કહીને આવ્યો, કે અમારો રમેશ જેવા શ્રાદ્ધની તૈયારી કરે છે, તેવું શ્રાદ્ધ કરવાનું તો ચૂલામાં ગયું, પણ આ તરફ કોઈએ એવું નજરે પણ દીઠું નથી." જરા થોભીને બોલ્યા,—"મારે વિષે ઘણા ય સાળાઓ તને જાતજાતનું ભેરવી જશે, પણ ભાઈ! એટલું તું ખચીત માનજે કે આ ધર્મદાસ કેવળ ધર્મનો જ દાસ છે, બીજા કોઈનો નથી." એટલું બોલીને એ વૃદ્ધ સત્યભાષણની બધી બહાદુરી પોતે જ હજમ કરી જઈ, ગોવિંદ ગાંગુલીના હાથમાંથી હુક્કો છીનવી લઈ માત્ર એક દમ ખેંચી જોરથી ખોંખવા લાગ્યા.

ધર્મદાસે છેક જ અતિશયોક્તિ કરી ન હતી. જેવી તૈયારી થઈ રહી હતી, તેવી આ તરફ કોઈએ કરી ન હતી. કલકત્તાથી સુખડિયાઓ આવ્યા હતા. તેઓએ આંગણામાં એક બાજુ પેણો ચડાવ્યો હતો. ત્યાં આગળ મહોલ્લાનાં કેટલાંક છોકરાં ટોળે વળી ઊભાં હતાં. ગરીબ ગુરબાંને વસ્ત્રદાન આપવાનું હતું, એટલે ચંડી-મંડપની પેલી તરફના ઓટલા પર કલાગરો ભૈરવ આચાર્ય તાકા ફાડી ફાંડી ગડી કરી ઢગલા કરતો હતો. તે બાજુ પણ કેટલાક લોકો દેડકાંની માફક હાથના પંજા ઉપર ઝૂકીને બેઠાબેઠા આ દુર્વ્યયના પ્રમા-

ણુનો હિસાબ કરી, મનમાં ને મનમાં રમેશની મૂર્ખતાને માટે તેને ગાળો ભાંડતા હતા. ગરીબ ગુરબાંઓ આ ખબર સાંભળી બહુ દૂર દૂરથી પણ આવીને ભેગાં થતાં હતાં. ઘરમાં લોકો માતા ન હતા. કેટલાક ઝગડો કરતા હતા, તો કેટલાક વળી નકામાજ કોલાહલ મચાવતા હતા. ચારે તરફ નજર ફરતાં લખલૂટ થતો ખરચ જોઈ ધર્મદાસની ખાંસી વળી ઓર વધી ગઇ.

જવાબમાં રમેશ સંકોચ પામીને "ના, ના," કહેતો કહેતો બીજું કંઈ કહેવા જતો હતો. પરંતુ ધર્મદાસે હાથ હલાવી તેને અટકાવી દીધો અને ગરડ ગરડ કરતા કંઈ કેટલુંય બોલી ગયા, પણ ખાંસીના જોરમાં તેનો એક અક્ષરે સમજાયો નહિ.

ગોવિંદ ગાંગુલા સૌથી પહેલા આવ્યા હતા, એટલે ધર્મદાસ જે બોલ્યા તે બોલવાની સૌથી સુંદર તક પોતાને હતી, પણ તે વ્યર્થ ગઇ, એ વિચારથી મનમાં મનમાં તેમને ભારે ક્ષોભ થયો હતો. તેમણે આ તક હવે જવા દીધી નહિ. ધર્મદાસને ઉદ્દેશીને એકદમ બોલી ઊઠ્યા,— "કાલે સવારે, સમજ્યા ને ધર્મદાસદા, અહીં આવવાને માટે નીકળ્યો, છતાં અવાયું નહિ. વેણીએ બૂમ પાડી,—'ગોવિંદ કાકા! જરા હૂકો તો પીતા જાઓ.' પહેલાં તો થયું કે કોણ જાય છે, પણ પછી વિચાર કર્યો કે લાવને વેણીનું મન તો જોતો જાઉં. વેણીએ શું કહ્યું, ખબર છે રમેશ? કહે છે, 'કાકા! કહું છું, કે તમે તો બધા રમેશના મુરબ્બી

થઈને બેઠા છો, પણ એમ પૂછું છું કે માણસો ખાવા બાવા આવશે કે ?'

"હું વળી શેનો છોડું ? તમે મોટા લોક હો તો ભલે રહ્યા, અમારો રમેશ પણ કોઈ કરતાં ઊતરે એવો નથી. તારે ઘેર તો કોઈ એક મૂઠી પૌંઆની ય આશા રાખતું નથી—મેં તો કહ્યું—વેણીબાબુ! ક્યાં દૂર છે ? જરા ગરીબ ગુરબાંને દાન દેવાય છે, તે એકવાર ઊભા રહીને જુઓ. આ રમેશ છે તો આજકાલનો છોકરો, પણ છાતી તે એનું નામ. આટલી ઉંમર થઈ પણ આવું કારજ કદી નજરે જોયું નથી. પરંતુ ધર્મદાસ! એ પણ હું કહું છું કે આપણું તે ગજું શું ? જેમનું કારજ છે, તે જ ઉપર રહ્યા રહ્યા કરાવે છે. તારિણીદા તો ખરેખર શાપભ્રષ્ટ દિક્‌પાલ જ હતા."

ધર્મદાસની ખાંસી કેમે કરી અટકે નહિ. તે ખાંસવા જ મંડ્યા. અને પોતાના મોઢા આગળ ગાંગુલી મહાશય આ બિનઅનુભવી જુવાન જમીનદારને મીઠા મીઠા શબ્દો કહી જાય છે, તે જોઈને એથી પણ મીઠું કંઈક કહેવાને તલપાપડ થઈ રહ્યા.

ગાંગુલી કહેવા લાગ્યા,—"તું તો કાંઈ મારે પારકો નથી, ભાઈ, છેક પોતાનો જ માણસ ગણાય. તારી મા તો મારી એકદમ સગ્ગી ફોઇયાત બેનની મસિયાઈ બેન થાય. રાધાનગરનું બેનર્જી કુટુંબ—એ તો બધું તારિણીદા જાણે. ગમે તે કામકાજ હોય, મામલો મુકદ્દમો હોય, સાક્ષી પૂરવાની હોય, તો બોલાવ ગોવિંદને."

ધર્મદાસ જીવને જોખમે ખાંસી અટકાવી દાંતિયાં કરી બોલ્યા,—" ગોવિંદ! નકામો બકબક શાનો કરે છે? ખખ્ ખખ્ ખખ્—હું કાંઈ આજનો નથી, મને બધી ખબર છે. પેલે વર્ષે સાક્ષી પૂરવાનું કહ્યું, ત્યારે કહે છે કે મારા પગમાં જોડા નથી, ઉઘાડે પગે શી રીતે જાઉં? ખખ્ ખખ્. તારિણીએ તરત જ અઢી રૂપિયા ખરચીને જોડા આણી આપ્યા. એ જોડા પહેરીને તું વેણીના લાભમાં સાક્ષી પૂરી આવ્યો! ખખ્ ખખ્ ખખ્ ખખ્."

ગોવિંદે આંખ લાલ કરીને કહ્યું,—" હું સાક્ષી પૂરી આવ્યો?"

" નહિ ત્યારે? કાળું કર, જુઠ્ઠા!"

" જુઠ્ઠો તારો બાપ!"

ગોવિંદ તેની ભાંગેલી છત્રી હાથમાં લઈને કૂદી પડ્યો,— " ઊભો રહે સાલા!" ધર્મદાસ પોતાની વાંસની લાઠી ઊંચી કરી હુંકારો કરતાં વેંત જ ખૂબ જોરમાં ખાંસી પડ્યો. રમેશ ગભરાયેલો ગભરાયેલો બંનેની વચમાં આવી સડક થઈ ગયો. ધર્મદાસ લાઠી નીચી કરી ખોંખતો ખોંખતો બેસી પડી બોલ્યો,—" એ સાળાનો હું મોટો ભાઈ થાઉં છું ને, તો ય સાળાની અક્કલ જુઓ—"

" ઓહ્! સાળો મારો મોટોભાઈ!" બોલીને ગોવિંદ ગાંગુલી પણ છત્રી લપેટી બેસી પડ્યો.

શહેરના સુખડિયાઓ પેણો છોડીને જોઈ રહ્યા, ચારે બાજુ જેઓ કામમાં રોકાયલા હતા તેઓ હોહા સાંભળીને

તમાસો જોવા માટે દોડી આવ્યા. છોકરાંઓ રમવાનું છોડી દઈને મોઢું વકાસી મઝા જોવા લાગ્યાં. અને આ બધા લોકોની નજર સામે રમેશ લજ્જા અને વિસ્મયથી હતબુદ્ધિની જેમ સ્તબ્ધ થઈને ઊભો રહ્યો. તેના મોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. આ તે શું ? બંને વૃદ્ધો, સજ્જન-બ્રાહ્મણો હતા ! આવા સામાન્ય કારણને માટે આમ હલકા લોકોની જેમ ગાળાગાળી કરે ? વરંડામાં બેઠો બેઠો ભૈરવ કાપડની ઘડી કરતાં કરતાં બધું જ જોતો હતો, સાંભળતો હતો. હવે ઊઠીને રમેશને ઉદ્દેશીને બોલ્યો,—" લગભગ ચારસોએક નંગ તો થયાં; હજુ જોઈશે ? "

રમેશ એકાએક કશું બોલી જ શક્યો નહિ. ભૈરવ રમેશની વ્યગ્રતા જોઈને હસ્યો, સહેજ ઠપકાને સ્વરે બોલ્યો,— " છિ, ગાંગુલી મહાશય ! બાબુ એકદમ આભા બની ગયા છે. બાબુ ! તમે મનમાં ખોટું લગાડશો નહિ, એવું તો બહુ ચાલે. ઘરમાં મોટો અવસર હોય ત્યારે કેટલી ય મારામારી અને ખૂનરેજી સુદ્ધાં થઈ જાય—વળી શું નું શું થઈ જાય! લો ઊઠો, ચેટર્જી મહાશય !—જરા જુઓ તો, બીજા તાકા ફાડું કે નહિ ? "

ધર્મદાસ જવાબ દે તે પહેલાં જ ગોવિંદ ગાંગુલી ઉત્સાહપૂર્વક માથું હલાવતા હલાવતા ઊભા થઈ બોલ્યા,—" થાયસ્તો, થાયસ્તો, ઘણુંય થાય. નહિ તો મોટો અવસર શાનો કહેવાય? શાસ્તરમાં લખ્યું છે, હજાર નવાજૂની ન થાય તો વિવાહ શાનો ? પેલે વર્ષે, તને યાદ છે

ને ભૈરવ, જદુ સુખર્જી મહાશયની દીકરી રમાએ વ્રત ઊજવ્યું* તે દિવસે સીધું લેવા બાબત રાઘવ ભટ્ટાચાર્ય અને હારાણ ચેટર્જી વચ્ચે માથા ભાંગાભાંગી થઈ ગઈ! પણ ભૈરવભિયા! હું તો કહું છું કે ભાઈ આ કામ ઠીક કરતા નથી. હલકા લોકોને વસ્ત્ર આપવાં અને રાખોડીમાં ઘી હોમવું સરખું જ છે. તેના કરતાં બ્રાહ્મણોને અક્કેકી જોડ અને છોકરાઓને એક એક નંગ જો આપ્યું હોય, તો નામ થઈ જાય. હું તો કહું છું, ભાઈ એમ જ કરો. કેમ ધર્મદાસદા, તમારું શું કહેવું છે?"

ધર્મદાસ ડોકું હલાવતાં હલાવતાં બોલ્યા,—"ગોવિંદ કંઈ ખોટું કહેતો નથી, ભાઈ. એ બેટાઓને હજાર આપો પણ નામ થવાનું નહિ. નહિ તો વળી એ લોકોને હલકા શાના કહેત? સમજ્યોને ભાઈ રમેશ?"

અત્યાર સુધી રમેશ મૂંગો જ રહ્યો હતો. આ વસ્ત્ર વહેંચવાની ચર્ચાથી જાણે એકદમ તેના મર્મમાં આઘાત થયો—એમની દલીલો સાચી હતી કે ખોટી હતી તેથી નહિ, પણ તેને સૌથી વધારે તો એ લાગ્યું કે, આ લોકો જેમને હલકા કહે છે, તેમની જ હજારો આંખો સામે સહેજ પહેલાં પોતે આવડો મોટો શરમભર્યો કજિયો કરી બેઠા, તેને માટે તેઓમાંના કોઈના પણ મનમાં લેશ પણ ક્ષોભ કે લજ્જા ન હતાં. ભૈરવ પોતાના મોં સામું જોઈ રહ્યો છે એ

* મૂળ: "ગાછપ્રતિષ્ઠા" એટલે વૃક્ષારોપણ જેવું અનુષ્ઠાન

જોઈને રમેશે ટૂંકમાં કહ્યું,—"બીજાં બસો નંગ તૈયાર કરી રાખો."

"અરે એ વિના તે કંઈ ચાલે? ભૈરવ ભિયા. ચાલ હું ય આવું છું—તું એકલો તે કેટલુંક કરવાનો?" બોલીને કોઈની પણ સંમતિની અપેક્ષા રાખ્યા વિના ગોવિંદ ઊઠીને વસ્ત્રના ઢગલા પાસે જઈને બેઠો.

રમેશ ઘરમાં જવાનું કરતો હતો, એવામાં ધર્મદાસે તેને એક બાજુ બોલાવી લઈને ગુસપુસ પુષ્કળ વાતો કહી. રમેશ જવાબમાં માથું હલાવી સંમતિ દર્શાવી અંદર ચાલ્યો ગયો. વસ્ત્રો ગોઠવતાં ગોઠવતાં ગોવિંદ ગાંગુલીએ તીરછી નજરે બધું જોયું.

"ક્યાં છે? ભાઈ ક્યાં છે?" બોલતા એક સૂકલકડી, મૂછ બોડાવેલા, વૃદ્ધ બ્રાહ્મણે પ્રવેશ કર્યો. તેમની સાથે પણ ત્રણેક છોકરાં હતાં. છોકરી જ સૌથી મોટી હતી. તેણે એક બહુ જ જૂનું લીટીવાળું લૂગડું પહેર્યું હતું. બે બાળકો કમરે વીંટેલી એક એક લંગોટી સિવાય બિલકુલ દિગંબર હતાં. હતા એટલા બધાય લોકોએ ઊંચું જોયું. ગોવિંદે આવકાર આપ્યો,—"આવો, દીનુદા, બેસો. અમારું મોટું ભાગ્ય કે તમારી ચરણરજ આજ અમારે ઘેર પડી. છોકરો એકલો થાકી જાય છે, પણ તમે લોકો—"

ધર્મદાસે ગોવિંદના તરફ ડોળા કાઢીને જોયું. તેણે તેની લેશ પણ પરવા કર્યા વિના કહ્યું,—"તમે લોકો તો કોઈ આ બાજુ આવવાના નહિ, " કહીને તેમના હાથમાં

હુક્કો આપ્યો. દીનુ ભટ્ટાચાર્ય આસન ઉપર બેસીને બળી ગયેલા હુક્કાને નિરર્થક એક બે દમ મારી બોલ્યા,—"હું તો ભાઇ, અહીં હતો નહિ. તમારી ભાભીને લેવા તેને પિયેર ગયો હતો. ભાઈ ક્યાં છે? કહે છે કે કાંઇ ભારે તૈયારી ચાલે છે. રસ્તામાં આવતાં પેલા ગામના હાટમાં મેં સાંભળ્યું, કે ખવડાવી પીવડાવીને નાનાં મોટાંને સોળ સોળ પૂરી અને ચાર ચાર જોડ *સંદેશ આપવાના છે."

ગોવિંદે અવાજ ધીમો કરીને કહ્યું,—"તે ઉપરાંત કદાચ અક્કેક ધોતિયું પણ. આ રમેશ આવ્યો. હું ભાઇ, દીનુદાને કહેતો હતો—તમારા પાંચ જણના, વડીલોના આશીર્વાદથી તૈયારી તો એક રીતે કરીએ છીએ, પણ વેણી એકદમ આદુ ખાઈને મંડ્યો છે. આ મારી પાસે જ બે વાર તો માણસ મોકલ્યું. મારી વાત તો જાણે કે છોડી દઈએ, કારણ રમેશની સાથે મારે ગાઢ સંબંધ છે, પણ આ દીનુદા, ધર્મદાસદા, એ લોકો કંઈ તને છોડી શકવાના છે? દીનુદા તો રસ્તામાંથી સાંભળીને દોડ્યા આવે છે. અરે ઓ ષષ્ઠી-ચરણ! તંબાકુ લાવને. ભાઈ રમેશ, એક વાર આમ આવ તો. એક વાત કહી દઉં." એકાંતમાં બોલાવીને ગોવિંદે ગુસપુસ કરીને પૂછ્યું,—"અંદર ધર્મદાસનાં ઘરવાળાં આવ્યાં લાગે છે. ખબરદાર! ખબરદાર! જોજે એવું કરતો. એ બામણો ગમે તેટલું ફોસલાવે, તો પણ ધર્મદાસની ઘર-વાળીના હાથમાં ભંડારની ચાવી આપીશ નહિ. કેમે કરી

---

* બરફીપેંડા જેવી મિઠાઈ.

આપીશ નહિ—ઘી, મેંદો, તેલ, મીઠું અડધું પૂરું કરી નાખશે. તારે શી ચિંતા છે? હું જતાંવેંત જ તારી મામીને મોકલી દઈશ. તે આવીને ભંડારનો ભાર લેશે, એટલે તારે એક તણખલાનું યે નુકસાન થવાનું નહિ.” રમેશ માથું હલાવી, ‘ જેવી આજ્ઞા’ બોલી મૂંગો રહ્યો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ કે ધર્મદાસે તેની પત્નીને ભંડારનો ભાર લેવાને મોકલવાની વાત આટલી ગુપ્ત રીતે કહી હતી તે ગોવિંદ શી રીતે કળી ગયો?

બે નાનાં છોકરાં દોડતાં આવીને દીનુદાની ખાંધ ઉપર ટીંગાઈ પડ્યાં. “બાપુ? સંદેશ ખાવો છે.” દીનુએ એક વાર રમેશ તરફ અને એકવાર ગોવિંદ તરફ જોઈને કહ્યું,— “સંદેશ ક્યાંથી લાવું?” “કેમ? પણે થાય છે” કહીને તેઓએ તે તરફના સુખડિયાઓ તરફ આંગળી કરી.

“અમને પણ મોટા કાકા—“ કહેતાં, રડતાં રડતાં બીજાંય ત્રણચાર છોકરાં દોડતાં આવીને વૃદ્ધ ધર્મદાસને વીંટળાઈ વળ્યાં. “વારુ, વારુ,” બોલતો રમેશ ઉતાવળો ઉતાવળો આગળ આવ્યો. “ઓ આચાર્ય મહાશય? સાંજનાં છોકરાં બધાં ઘેરથી નીકળ્યાં છે, કાંઈ થોડાં જ ખાઈને આવ્યાં છે. અલ્યા એ! તારું નામ શું? પેલો થાળ આ બાજુ લાવ તો.”

સુખડિયો સંદેશનો થાળ લાવ્યો એટલે છોકરાંઓ તૂટી પડ્યાં.—વહેંચવાનો વખત જ આપ્યો નહિ. એવો તો ગભરાવી મૂક્યો! છોકરાંઓને ખાતાં જોતાં જોતાં દીનનાથની શુષ્ક દૃષ્ટિ સજલ અને તીવ્ર થઈ ગઈ—“ઓરે

ઓ ખેંદી ! ખાય છે ને ? સંદેશ કેવો થયો છે, બોલ જોઉં." "સરસ થયો છે બાપુ !" બોલીને ખેંદીએ ઘંટી ચલાવી. દીનુ મંદહાસ્ય કરીને માથું હલાવી બોલ્યા,—"એંહ, તમને વળી સ્વાદની શી પડી છે? ગળ્યું હોય એટલે થયું ! અરે ઓ સુખડિયા ! આ ઘાણ કેવો ઉતાર્યો ? કેમ ગોવિંદ ભિયા ! હજીયે જાણે તડકો છે એમ લાગે છે, નહિ ?"

સુખડિયાએ આડું તેડું જોયા વિના તરત જ કહ્યું,—"જી, છેસ્તો. હજુ તો બહુ દહાડો છે. હજુ ય સંધ્યા-પૂજા ને—"

"તો, આપો, જરા ગોવિંદ ભિયાને, ચાખી તો જુએ કે કેવો તમો કલકત્તાના કારીગર છો. ના, ના, મને વળી શા માટે ? તો તો અડધો—અડધાથી વધારે નહિ. ઓ ષષ્ઠીચરણ ! જરા પાણી લાવ તો બાપુ, હાથ ધોઈ લઉં—"

રમેશે બૂમ પાડીને કહ્યું,—"હમણાં ને હમણાં ઘરમાંથી ચારેક થાળી પણ લેતો આવ, ષષ્ઠીચરણ !"

શેઠના હુકમ પ્રમાણે ઘરમાંથી ત્રણેક રકાબી અને પાણીના પ્યાલા આવ્યા. અને જોતજોતામાં આ મોટા થાળમાંનું અર્ધુંક મિષ્ટાન્ન આ ત્રણ ઘરડા, મૅલેરિયા પીડિત, દૂબળા સત્ બ્રાહ્મણોના નાસ્તામાં પૂરું થઈ ગયું. "હા, કલકત્તાના કારીગર છે ખરા, કેમ ધર્મદાસદા !" બોલીને દીનનાથે રૂંધી રાખેલો શ્વાસ છોડ્યો. ધર્મદાસદા હજી પણ પૂરું કરી રહ્યા ન હતા. અને જો કે તેમનો અવ્યક્ત કંઠસ્વર સંદેશનું પડ ભેદીને એકાએક મોઢામાંથી બહાર આવી શક્યો નહિ, તો પણ એટલું તો સમજાયું કે આ બાબતમાં તેમનો મતભેદ નથી.

"હા, ઉસ્તાદી હાથ તો ખરો." કહીને ગોવિંદ સૌથી છેલ્લો હાથ ધોવાની તૈયારી કરતો હતો, તેટલામાં સુખડિયાએ વિનંતિ કરી,—"જ્યારે હવે તસ્દી લીધી જ, તો મોટાભાઈ, *મીહીદાણાની પણ પરીક્ષા કરી જુઓને!"

"મીહીદાણા? ક્યાં છે? લાવ જોઉં!" મીહીદાણા આવ્યા અને આટ આટલા સંદેશ પછી આ નવી વસ્તુનો ઉપાડ જોઈ, રમેશની તો આંખ ફાટી ગઈ. દીનનાથે છોકરી તરફ હાથ લંબાવી કહ્યું,—"ઓરે ઓ ખેંદી! લે તો દીકરી, આ બે ચાર મીહીદાણા!" "બાપુ, મારાથી હવે ખવાય એમ નથી." "ખવાશે, ખવાશે, એક પ્યાલો પાણી પીને ગળું પલાળી લે—એ તો મોં ભાંગી ગયું છે એટલે. ના ખવાય તો છેડે બાંધી મૂક, કાલ સવારે ખાજે. ખરું ભાઈ, ખવાડ્યું ખરું! જાણે અમૃત! થયા છે તો સારા. એ જાતનું મિષ્ટાન્ન કર્યું લાગે છે." રમેશને જવાબ દેવો પડ્યો નહિ. સુખડિયાએ ઉત્સાહપૂર્વક કહ્યું,—"ના, જી. રસગોલ્લા, ×ખીરમોહન—"

"હેં! ખીરમોહન! અરે એ તો બતાવ્યા જ નહિ!" વિસ્મિત રમેશના મોં તરફ જોઈને દીનનાથે કહ્યું,—"ખીર-મોહન તો ખાધા'તા રાધાનગરના બોસને ઘેર. આજે ય મોઢામાં સ્વાદ રહી ગયો છે. ભાઈ, તું તો કદાચ માનશે નહિ, પણ ખીરમોહન મને બહુ જ ભાવે છે."

* ઝીણા બુંદીદાણા

× ક્ષીર મોહન=ખીરના પૂરણાવાળા ચપટા રસગુલ્લા

રમેશે હસીને જરા ડોકું હલાવ્યું. વાત માનવામાં રમેશને કાંઈ બહુ મુશ્કેલી પડી હોય એમ લાગ્યું નહિ. રાખાલ કાંઈ કામસર બહાર જતો હતો. રમેશે તેને બૂમ મારીને કહ્યું,—"અંદર ઘણે ભાગે આચાર્ય મહાશય હશે, જા તો રાખાલ, તેમને ખીરમોહન લાવવાનું કહી આવ તો."

સાંજ પડી ગઈ હતી, તો પણ ભૂદેવો ખીરમોહનની આશાથી ઉત્સુક થઈને બેઠા હતા રાખાલે આવીને કહ્યું,—"આજે તો બાબુ, ભંડારનું તાળું હવે ઉઘડે તેમ નથી."

રમેશ મનમાં ને મનમાં ચિડાયો. બોલ્યો,—"જા, કહે કે હું મંગાવું છું."

ગોવિંદ ગાંગુલી રમેશનો અસંતોષ જોઈને આંખ ફેરવી બોલ્યો,—"જોઈ દીનુદા, ભૈરવની અક્કલ? આ તો મા કરતાં માશીને વધારે લાગે છે! તેટલા માટે જ તો હું કહું છે—"

તેઓ શું કહે છે તે સાંભળ્યા વિના જ રાખાલ બોલી ઊઠ્યો,—"આચાર્ય મહાશય ક્યાં કરે છે? પેલે ઘેરથી મોટી વહુએ આવીને ભંડારે તાળું માર્યું છે." ધર્મદાસ અને ગોવિંદ બંને ચમકી ઊઠ્યા,—"કોણ? મોટી વહુ?" રમેશે વિસ્મયપૂર્વક પૂછ્યું,—"જેઠાઈ મા* આવ્યાં છે?" "હા જી. તેમણે આવતાં વેંત જ નાના મોટા બંને ભંડારને તાળાં લગાવી દીધાં છે." વિસ્મય અને આનંદથી રમેશ બીજો એક શબ્દ પણ બોલ્યા વિના ઉતાવળે પગલે અંદર ચાલ્યો ગયો.

---

*મોટાં કાકી.

# ૩

"જેઠાઈ મા!"

બૂમ સાંભળીને વિશ્વેશ્વરી ભંડારમાંથી બહાર આવ્યાં. વેણીની ઉંમર સાથે સરખાવીએ તો તેની માની ઉંમર પચાસથી ઓછી હોવી ન જોઈએ. પરંતુ જોઈએ તો ચાલીશથી ઉપર છે, એમ કેમે કર્યું લાગે નહિ. રમેશ અનિમેષ નયને જોઈ રહ્યો. આજે પણ તેજ કાચા સોના જેવી કાંતિ. એક વખતે જે રૂપની ખ્યાતિ આ બાજુ પ્રસરેલી હતી તેજ અનિંદ્ય સૌંદર્ય આજે પણ તેમના ભરાવદાર, પરિપૂર્ણ દેહને છોડી શક્યું નહોતું. માથાના વાળ કાપીને ટૂંકા કરી નાખ્યા હતા; એક બે લટ ગૂંછળું વળીને કપાળ ઉપર આવી પડી હતી. ચિબુક, કપોલ, ઓષ્ઠાધર, લલાટ—બધું ય જાણે કોઈ મોટા શિલ્પીએ બહુ જતનપૂર્વક, પુષ્કળ સાધનાદ્વારા સરજેલું હતું. સૌથી આશ્ચર્યકારક તો તેમની બે આંખોની દૃષ્ટિ હતી. તે તરફ ક્ષણભર જોઈ રહીએ તો સમસ્ત અંતઃકરણ જાણે મોહમુગ્ધ થઈ જતું હોય એમ લાગે.

આ જેઠાઇ મા રમેશને અને વિશેષે કરીને તેની ગુજરી ગયેલી માને એક વખત બહુ ચાહતાં હતાં. નવાં નવાં પરણીને આવ્યાં હતાં અને હજુ છોકરાં પણ થયાં નહોતાં, તે વખતે સાસુ અને નણંદની પીડાથી છુપાઈને આ બંને વહુ ભેગી બેસીને આંસુ સારતી હતી, ત્યારે આ સ્નેહની પ્રથમ ગાંઠ બંધાઈ હતી. ત્યાર પછી કેટલા ય ઝગડા, મામલા મુકદ્દમા થયા, ઘર જુદાં પડ્યાં—એમ જાત જાતના વાવંટોળ આ બે કુટુંબો ઉપર વહી ગયા. ઝગડાના ઉત્તાપથી સ્નેહબંધન શિથિલ થઈ ગયું, પરંતુ એકદમ તૂટી ન ગયું. ઘણે વર્ષે તે નાની વહુના ભંડારમાં દાખલ થઈ, તેને હાથે ગોઠવાયેલાં બધાં પુરાણાં વાસણકૂસણ તરફ જોઈને જેઠાઈ માની આંખમાંથી આંસુ ઝરતાં હતાં. રમેશની બૂમ સાંભળી, આંખ લૂછી, તેઓ જ્યારે બહાર આવ્યાં ત્યારે તેમની લાલ, ભીની આંખો તરફ જોઈ રમેશ ક્ષણભર આશ્ચર્યથી થંભી ગયો. જેઠાઈ મા આ સમજી ગયાં. એ જ કારણે, કદાચ, આ તરતના જ બાપ વિનાના થયેલા રમેશ તરફ જોતાં વેંત જ તેમના હૈયામાં જે ગંભીર વેદના જાગી ઊઠી તેને લેશમાત્ર બહાર પ્રગટ થવા દીધી નહિ. ઊલટું જરા હસીને બોલ્યાં,—"ઓળખે છે કે રમેશ?"

જવાબ આપવા જતાં રમેશના હોઠ ધ્રૂજી ઊઠ્યા. મા મરી ગયા પછી જ્યાં સુધી તે મામાને ઘેર ગયો નહોતો ત્યાં સુધી આ જેઠાઈ માએ જ તેને છાતી સરસો રાખ્યો હતો, અને કેમે કર્યો છોડવા માગતાં ન હતાં, તે પણ યાદ

આવ્યું. અને એ પણ યાદ આવ્યું, કે પેલે દિવસે તે ઘેર ગયો ત્યારે જેઠાઈ મા "ઘેર નથી" એમ કહેવડાવી મળ્યાં પણ નહોતાં. ત્યાર પછી રમાને ઘેર વેણીના દેખતાં તેમ જ ન દેખતાં તેની માસીએ કરેલા અતિશય કઠોર તિરસ્કારથી તે જરૂર સમજી ગયો હતો, કે આ ગામમાં પોતાનું કહેવાય એવું તેનું બીજું કોઈ નથી. વિશ્વેશ્વરી રમેશના મોં તરફ ક્ષણવાર જોઈ રહી બોલ્યાં,—"આસ શેનો કરે છે? આવે વખતે તો હૈયું કઠણ કરવું જોઈએ." તેમના અવાજમાં કોમળતાનો આભાસ સુદ્ધાં જાણે ન હતો. રમેશ સ્વસ્થ થયો. તે સમજ્યો કે જ્યાં માનની કશી કિંમત નથી ત્યાં માન પ્રગટ થઈ જાય, એના જેવી સંસારમાં બીજી વિડંબના ભાગ્યે જ કોઈ હશે. તે બોલ્યો,—"હૈયું તો મેં કઠણ કર્યું છે, જેઠાઈ મા. અને એટલે જ જેટલું બનત તેટલું જાતે જ કરી લેત. તમે વળી શા માટે આવ્યાં?" જેઠાઈ મા હસ્યાં, બોલ્યાં,—"તેં તો કંઈ મને બોલાવી આણી નથી રમેશ, કે તારા આગળ તેનો ખુલાસો આપું. ત્યારે સાંભળ કહું છું. ક્રિયા કારજ પૂરું થયા પહેલાં હું હવે ભંડારમાંથી ખાવા બાવાનું કશું જ બહાર કાઢવા દેવાની નથી. જતી વખતે ભંડારની ચાવી તારા હાથમાં જ પાછી આપતી જઈશ. જોજે કોઈ બીજાના હાથમાં આપતો. અરે, પછી તે દિવસે તારા મોટા ભાઈ તને મળ્યા હતા?"

પ્રશ્ન સાંભળીને રમેશ ગૂંચવાડામાં પડ્યો. એમને પોતાના પુત્રના વર્તનની ખબર છે કે નહિ, તે રમેશ કલ્પી

થઈ શક્યો નહિ. જરા વિચાર કરીને બોલ્યો,—"ત્યારે મોટા ભાઈ ક્યાં ઘેર હતા ?"

રમેશને પ્રશ્ન પૂછ્યો કે તરત જ જેઠાઈ માના મોં ઉપર એક પ્રકારની ઉદ્વેગની છાયા પ્રસરી ગઈ હતી. રમેશ સ્પષ્ટ જોઈ શક્યો કે તેના જવાબથી તે ભાવ જાણે દૂર થઈ ગયો અને તેમનું મોં ફરી પ્રસન્ન થઈ ગયું. હસતે મોંએ, સ્નેહ પૂર્વક, ઠપકો આપતાં હોય તેવે સ્વરે બોલ્યાં—"નસીબ મારું ! આટલું જ કે ? મળ્યો નહિ એટલે ફરી જવાનું જ નહિ, હેં ? એ તો હું જાણું છું કે તારા ઉપર તે પ્રસન્ન નથી. પણ તારી ફરજ તો તારે બજાવવી જોઈએ. જા, એકવાર, સારી રીતે જઈને કહી આવ. ગમે તેમ તો ય તારો મોટો ભાઈ. તેની આગળ નીચા નમવામાં તારે કોઈ જાતની શરમ ના હોય. તે ઉપરાંત આવે પ્રસંગે કોઈના કાલાવાલા કરીને સમાધાન કરવામાં પણ શરમ નથી. ભાઈ મારા, જા એકવાર. હમણાં ઘણે ભાગે તો એ ઘેર જ હશે."

રમેશ મૂંગો જ રહ્યો. આ અતિશય આગ્રહનો હેતુ તેને બરાબર સમજાયો નહિ, તેમ મનમાંથી સંશય પણ ગયો નહિ. વિશ્વેશ્વરી છેક પાસે આવીને મૃદુ સ્વરે બોલ્યાં,—"આ બહાર બેઠા છે તેમને હું તારા કરતાં વધારે ઓળખું છું. તેમનું કહેવું સાંભળીશ નહિ, અને મારી સાથે તારા મોટા ભાઈની પાસે એકવાર ચાલ."

રમેશે માથું ધુણાવી કહ્યું,—"ના, જેઠાઈ મા, એ નહિ બને. અને એ બહાર બેઠા છે તે ગમે તે હોય, તો પણ

તેઓ જ મારા સૌથી વધુ આત્મીય છે." તે બીજું પણ કંઈ કંઈ બોલવા જતો હતો, પરંતુ એકાએક જેઠાઈ માના મોં તરફ નજર જતાં તેને ભારે આશ્ચર્ય થયું, અને તે મૂંગો થઈ ગયો. તેને લાગ્યું કે જેઠાઈ માનું મોં જાણે એકાએક ચારે તરફ વિસ્તરેલી સંધ્યા કરતાંય વધુ મલિન થઈ ગયું છે. થોડી વાર પછી તેમણે એક નિઃશ્વાસ નાખીને કહ્યું.—"વારું, ત્યારે તેમ. જ્યારે તેની પાસે જવાનું બને એમ જ નથી, ત્યારે હવે એ વિષે ચર્ચા કરવાથી શું વળવાનું છે? ગમે તેમ હો, તું ભાઈ, કશી ચિંતા કરીશ નહિ. કાંઈ જ અટકી રહેવાનું નથી. હું પાછી મળસકું થતાં જ આવી પહોંચીશ." એમ કહીને વિશ્વેશ્વરી, તેમની દાસીને બોલાવી લઈ, પાછલે બારણેથી ધીરે ધીરે ચાલ્યાં ગયાં. વેણીની સાથે અત્યાર પહેલાં રમેશની મુલાકાત થઈ ગઈ છે અને કંઈક બની ગયું છે, એ તે સમજી ગયાં.

તેઓ જે રસ્તે થઈને ગયાં તે તરફ જોઈ કેટલીક વાર સુધી નિઃશબ્દે ઊભા રહ્યા પછી, રમેશ મ્લાન મુખે જ્યારે બહાર આવ્યો, ત્યારે ગોવિંદે વ્યગ્ર થઈને પૂછ્યું,—"ભાઈ! મોટાં વહુ આવ્યાં હતાં ને?"

રમેશે માથું હલાવી કહ્યું,—"હા."

"કહે છે કે ભંડાર બંધ કરીને ચાવી લઈ ગયાં છે, ખરું?"

રમેશે જવાબમાં પહેલાંની માફક માત્ર માથું હલાવ્યું.

કારણ કે આખરે જતી વખતે કોણ જાણે શું ય વિચારીને તેઓ ભંડારની ચાવી સાથે જ લઈ ગયાં હતાં.

"જોયું ને ધર્મદાસદા! હું જે કહેતો હતો તે જ કહું છું, તું મતલબ તો સમજ્યોને ભાઈ?"

રમેશ મનમાં ને મનમાં ખૂબ ક્રોધે ભરાયો. પરંતુ પોતાની લાચાર સ્થિતિ યાદ કરીને ઘૂંટડો ગળી ગયો અને મૂંગો રહ્યો. દરિદ્ર દીનુ ભટ્ટાચાર્ય પણ હજુ ગયા ન હતા. કારણ, તેમને બહુ બુદ્ધિશુદ્ધિ હતી નહિ. જેની દયાથી પોતાને અને છોકરાંઓને પેટ ભરીને સંદેશ ખાવા મળ્યા હતા, તેને અંતરથી બે આશીર્વાદ દીધા વિના, બધાંના દેખતાં ઉચ્ચ કંઠે તેની સાત પેઢીનાં સ્તુતિગાન કર્યા વિના તેમનાથી ઘેર જવાતું નહોતું. તે બ્રાહ્મણ શાંતભાવે બોલી બેઠા,—"એ મતલબ સમજવી શી મુશ્કેલ છે, ભિયા? તાળું બંધ કરીને ચાવી પોતે લઈ ગયાં, એનો હેતુ એટલો કે ભંડાર બીજા કોઈના હાથમાં ન જાય. તેઓ બધું ય જાણે છે."

ગોવિંદ ચિડાયો હતો. આ બેવકૂફની વાત સાંભળી સળગી ઊઠ્યો અને તેને ધમકાવીને બોલ્યો,—"સમજે કરે નહિ ને બોલે છે શા માટે? તું આ બધી બાબતમાં સમજે છે શું, કે મોટો અર્થ કરવા આવ્યો?"

ધમકી સાંભળતાં દીનુની બેવકૂફી ઓર વધી ગઈ. તેણે પણ ગરમ થઈને જવાબ દીધો,—"અરે એમાં સમજવા કરવાનું છે ક્યાં? સાંભળતો નથી કે મોટાં વહુ જાતે આવીને,

તાળું મારી ચાવી લઈ ગયાં છે? આમાં બોલવાનો હક્ક વળી કોને છે?"

ગોવિંદ અગ્નિ સ્વરૂપ થઈને બોલ્યો,—"ઘેર જાને ભટ્ટાચાર્ય, જે માટે દોડયો આવ્યો હતો તે તો છૈયાં છોકરાં સાથે મળીને ખાધું, બાંધી લીધું, હવે શા માટે? ખીરમોહન પરમ દહાડે ખાજે, આજે તો હવે મળે તેમ નથી. હવે જા, અમારે બહુ કામ છે."

દીનુ શરમાઈ ગયો અને સંકોચ પામ્યો. રમેશ તેથી વધુ સંકોચ પામ્યો અને ક્રોધે ભરાયો. ગોવિંદ બીજું પણ કંઈક બોલવા જતો હતો, પરંતુ એકાએક રમેશના શાંત છતાં કડક અવાજથી અટકી ગયો—"તમને થયું છે શું ગાંગુલી મહાશય? જેતું તેનું આમ નકામું અપમાન શાના કરો છો?"

ગોવિંદ ઠપકો મળતાં પહેલાં તો નવાઈ પામ્યો, પરંતુ બીજી જ ક્ષણે લૂખું હસીને બોલ્યો,—"અપમાન વળી મેં કોનું કર્યું ભાઈ? તું એને જ પૂછી જોને કે મેં બરાબર સાચી વાત કહી છે કે નહિ? એ ડાળે ડાળે ચાલે તો હું પાંદડે પાંદડે ચાલું એમ છું. જોઈ ધર્મદાસદા, દીનુ બામણાની ધૃષ્ટતા? ઠીક—"

ધર્મદાસદાએ શું જોયું, તે તો તે જ જાણે, પણ રમેશ એ માણસની નિર્લજ્જતા અને ધૃષ્ટતા જોઈને અવાક્ થઈ ગયો. દીનુ રમેશ તરફ જોઈને પોતે જ બોલ્યો,—"ના ભાઈ, ગોવિંદ ખરું જ કહે છે. હું બહુ ગરીબ છું એ વાત બધા જ જાણે

છે. એ લોકોની માફક મારી પાસે જરજમીન, ખેતીવાડી કશું જ નથી. જેમ તેમ કરીને માગીતાગીને દિવસ કાઢું છું. સારી જણસ છોકરાંઓને ખરીદીને ખવરાવવાની તો શક્તિ ભગવાને આપી નથી, એટલે મોટે ઘેર પ્રસંગ હોય ત્યારે તેઓ ખાવા પામે. કાંઈ ખોટું લગાડશો નહિ, ભાઈ, તારિણી દાદા જીવતા હતા, ત્યારે અમને ખવાડવું તેમને બહુ ગમતું, એટલે ભાઈ, હું તને ખાત્રીથી કહું છું કે અમે આજે ધરાઈને ખાધું છે તે જોઈને તેઓ ઉપર બેઠા બેઠા ખુશ જ થયા છે. " એકાએક દીનુની ઊંડી શુષ્ક આંખો પાણીથી ભરાઈ ગઈ અને ટપટપ કરતાં બે બિંદુ સૌના દેખતાં જ ઝરી પડયાં. રમેશ મોં ફેરવીને ઊભો રહ્યો. દીનુએ પોતાના મલિન અને જરી ગયેલા ઉપવસ્ત્રના છેડા વડે આંસુ લૂછી નાખી કહ્યું,—" માત્ર હું જ નહિ પણ ભાઈ, આ તરફ મારા જેવા દુ:ખી ગરીબ જેટલા છે, તે બધાય તારિણીદા આગળ હાથ ધર્યા પછી ખાલી હાથે કદી ગયા નથી—એ વાત કોણ વળી જાણે છે ? તેમના જમણા હાથના દાનની ડાબા હાથને પણ ખબર નહોતી પડતી. હવે હું તમને વધારે નહિ પજવું. ચાલ, મા, ખેંદી ઊઠ, હરિધન, ચાલ બાપુ, ઘેર જઈએ. પાછા કાલે સવારે આવીશું. વધુ શું કહું, ભાઈ રમેશ, બાપના જેવો થજે, સો વરસનો ઘરડો ડોસો થજે ! "

રમેશ તેમની સાથે સાથે રસ્તા ઉપર આવી ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો, " ભટ્ટાચાર્ય મહાશય, આ બે ત્રણ દિવસ મારા ઉપર દયા રાખજો, વધુ કહેતાં સંકોચ થાય છે. પણ

આ ઘરમાં હરિધનની માનાં પગલાં પડે તો મારું મોટું ભાગ્ય સમજીશ."

ભટ્ટાચાર્ય મહાશય એકદમ રમેશના બંને હાથ પોતાના બે હાથે પકડી, રડું રડું થઈ જઈને બોલ્યા,–" હું બહુ જ દુઃખી છું, ભાઈ રમેશ. મને કોઈ આવું કહે એટલે હું તો લાજી મરું છું."

છોકરાંને સાથે લઈ વૃદ્ધ ધીરે ધીરે ચાલ્યો ગયો. રમેશ પાછો આવીને ક્ષણભર પોતાના કઠોર શબ્દ યાદ કરી, ગાંગુલી મહાશયને કંઈક કહેવાનો પ્રયત્ન કરતો હતો. એટલામાં તેમણે તેને અટકાવ્યો અને ઉત્સાહમાં આવીને બોલી ઊઠયા,—"આ તો મારું પોતાનું કામ છે રમેશ. તું ના બોલાવત તોય મારે જાતે આવીને એ બધું કરવું પડત. એટલે જ આવ્યો છું. ધર્મદાસદા અને હું, અમે બંને ભાઈ કંઈ તારા બોલાવવાની રાહ જોતા નથી, ભાઈ."

ધર્મદાસ તુરતમાં જ ધૂમ્રપાન કરીને ખાંસતા હતા. લાકડીને ટેકે ઊભા રહી, ખાંસીને જોરે આંખ મોં લાલ કરી, હાથ ઘુમાવીને બોલ્યા,—" કહું છું, રમેશ, સાંભળ, અમે કાંઈ વેણી ઘોષાલ જેવા વર્ણસંકર નથી. અમે સગા બાપના દીકરા છીએ." તેના આ ગંદા શબ્દોથી રમેશ ચમકી ઊઠયો, પણ આ વખતે ગુસ્સે થયો નહિ. આ થોડા વખત દરમ્યાન જ તે સમજી ગયો હતો કે એ લોકો કુશિક્ષણ અને ટેવને લીધે સંકોચ વિના કેવા ભારે બિભત્સ શબ્દો ઉચ્ચારે છે, તેની એમને ખબર પણ રહેતી નથી.

જેઠાઇ માનો સ્નેહભર્યો આગ્રહ અને તેમનું વ્યથિત મુખ યાદ કરીને રમેશ મનમાં ને મનમાં પીડા અનુભવતો હતો. બધાના ચાલ્યા ગયા પછી તે મોટાભાઈની પાસે જવાને માટે તૈયાર થયો. વેણીના ચંડીમંડપ આગળ તે આવી પહોંચ્યો ત્યારે રાતના આઠ વાગી ગયા હતા. અંદર જાણે લડાઈ ચાલી રહી હતી. ગોવિંદ ગાંગુલીના બખાળા જ સૌથી વધુ હતા. બહારથી જ તેને કાને પડયું કે ગોવિંદ શરત મારીને કહે છે, "એ જો બે દિવસમાં પાયમાલ ન થઈ જાય તો મારું નામ, વેણીબાબુ, તમે બદલી નાખજો. નવાબી ઠાઠની વાત તો સાંભળીને? તારિણી ઘોષાલ એક પાઈ પણ મૂકી ગયો નથી, એ તો આપણે જાણીએ છીએ, તો પછી આટલો આડંબર શાનો? હાથમાં હોય તો કરો. ન હોય તો મિલકત ગીરો મૂકીને તે કોઈ કદી બાપનું શ્રાદ્ધ કરતું હશે? આપણે તો ભાઈ, કદી સાંભળ્યું નથી. હું તમને ખાત્રીપૂર્વક કહું છું વેણી માધવ બાબુ, એ બેટાએ નંદીની પેઢીએથી કંઈ નહિ તોયે ત્રણ હજાર રૂપિયા કરજે કાઢયા છે."

વેણી ઉત્સાહમાં આવી જઈને બોલ્યો,—"ત્યારે તો વાત પૂરી મેળવી લેવી જોઈએ, ગોવિંદ કાકા."

ગોવિંદે અવાજ ધીમો કરીને કહ્યું,—"સબૂર કરને, ભાઈ. એક વખત અમને બરાબર ઘૂસવા દેને—ત્યાર પછી—એ બહાર કોણ ઊભું છે રે? અરે? રમેશ બાબાજી! અમે છીએ છતાં આટલી રાતે તું શા માટે ભાઈ?"

રમેશે એનો જવાબ આપ્યા વિના આગળ આવીને કહ્યું; "મોટાભાઈ, તમારી પાસે જ આવ્યો છું."

વેણી દિઙ્‌મૂઢ થઈ ગયો અને કશો જવાબ દઈ શકયો નહિ. તરત જ ગોવિંદ બોલ્યો,—"શા માટે ન આવે, ભાઈ? હજારવાર આવને, આ તારું જ ઘર છે, અને મોટાભાઈ તો પિતા સમાન. એટલે જ તો અમે વેણીબાબુને કહેવા આવ્યા છીએ. કે વેણીબાબુ, તારિણીદા સાથેની કડવાશ તેમની સાથે જ છો જતી, હજી શા માટે? તમે બંને ભાઈ એક થાઓ, જોઈને અમે આંખ ઠારીએ—કેમ હાલદાર મામા, શું કહો છો? અરે આ શું? ભાઈ, ઊભો કેમ રહ્યા છે—કોણ છે રે, એકાદ કામળો બામળો પાથરી દેને. ના, વેણીબાબુ, તું મોટોભાઇ, તું જ કરતા હરતા કહેવાય. તું આમ અળગો રહે એ ન ચાલે. તે ઉપરાંત મોટાં વહુ જાતે જ જ્યારે જઈને હાજર થયાં છે ત્યારે—"

વેણી ચમકી ઊઠયો,—"મા ગયાં હતાં?"

આ ચમક જોઈને ગોવિંદ મનમાંને મનમાં ખુશ થયો. પરંતુ બહાર તે ભાવ ન જણાવા દઈ, બિલકુલ ભલા માણુસની માફક સમાચારને બહેલાવી બહેલાવી કહેવા લાગ્યો,—"અરે માત્ર ગયાં જ હતાં એમ નહિ, ભંડાર બંડાર, કામકાજ બધું તેઓ જ તો સંભાળે છે. અને તેઓ ન કરે તો બીજું કરશે પણ કોણ?" બધા ચૂપ રહ્યા. ગોવિંદ એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યો,—"ના—ગામમાં મોટાં વહુના જેવાં માણસ

બીજાં ક્યાં છે ? અને થવાનાં પણ છે ? ના, વેણીબાબુ, મોઢા મોઢ કહું તો ખુશામત કરી કહેવાય, પણ જેને જે કહેવું હોય તે કહે, ગામમાં જો લક્ષ્મી હોય તો તે તારા મા જ છે. આવી મા થોડી જ બધાને મળે છે ?" એમ બોલીને ફરીથી એક દીર્ઘ નિશ્વાસ નાખી ગંભીર થઈને બેઠા.

વેણી બહુ વખત સુધી ચૂપ રહીને અસ્પષ્ટ રીતે બોલ્યો,— "ઠીક"

ગોવિંદે હઠ પકડી,—"માત્ર ઠીક કહ્યે નહિ ચાલે, વેણી બાબુ, એ તો જવું પડશે, કરવું પડશે, બધો ભાર તમારા ઉપર છે. ઠીક યાદ આવ્યું. તમો બધા જ હાજર છો, તો નોતરાં શી રીતે કરવાનાં છે, તેની એક યાદી તૈયાર કરી નાખી હોય તો ? કેમ રમેશ, બરાબર છે ને ? કેમ હાલદાર મામા, તમે શું કહો છો ? ધર્મદાસદા ! તમે કેમ મૂંગા રહ્યા છો ? કોને બોલાવવાના, કોને બાદ મૂકવાના, બધી ખબર છે ને ?"

રમેશ ઊઠી, ઊભો થઈને સ્વાભાવિક વિનયપૂર્ણ સ્વરે બોલ્યો,—'મોટાભાઇ, એકવાર જો ચરણરજ—"

વેણી ગંભીર થઈને બોલ્યો,—"મા જ્યારે આવ્યાં છે, ત્યારે હવે હું આવું ન આવું—કેમ ગોવિંદ કાકા ?"

ગોવિંદ બોલે તે પહેલાં જ રમેશે કહ્યું,—" હું આપને આગ્રહ કરવા માગતો નથી, મોટાભાઈ. જો કંઈ અગવડ ન હોય તો એકવાર જરા જોઈ જજો."

વેણી મૂંગો રહ્યો. ગોવિંદ કંઈક બોલવાની તૈયારી કરતો હતો એટલામાં રમેશ ઊઠીને ચાલ્યો ગયો. એટલે ગોવિંદ બારણા તરફ ડોક લંબાવી, નજર કરી ગુસપુસ કરતો બોલ્યો,—"જોયુંને વેણી બાબુ, કેવું બોલે છે તે?" વેણી અન્યમનસ્ક થઈને કંઈક વિચારતો હતો, કશું બોલ્યો નહિ.

રસ્તામાં ચાલતાં ચાલતાં ગોવિંદના શબ્દો યાદ કરી રમેશનું મન ઘૃણાથી ભરાઈ ગયું. તે અર્ધેક રસ્તેથી પાછો ફરીને તે જ રાત્રે ફરી વેણી ઘોષાલના ઘરમાં દાખલ થયો. ચંડીમંડપમાં ત્યારે વાદવિવાદ ગરમાગરમ ચાલતો હતો. પરંતુ તે સાંભળવાનું પણ તેને મન થયું નહિ. સીધા અંદર જઈને તેણે બૂમ મારી,—"જેઠાઈ મા!"

જેઠાઇ મા તેમના ઓરડાની સામેના વરંડા પર અંધારામાં ચુપચુપ બેઠાં હતાં. આટલી રાતે રમેશનો અવાજ સાંભળીને નવાઈ પામ્યાં. "રમેશ? અત્યારે કેમ?"

રમેશ ઓટલા ઉપર ચડયો. જેઠાઇ મા ઉતાવળાં ઉતાવળાં બોલ્યાં,—"જરા ઊભો રહે ભાઈ, દીવો લાવવાનું કહું."

"દીવાનું કાંઈ કામ નથી, જેઠાઈ મા. તમે ઊઠશો નહિ." એમ કહીને રમેશ અંધારામાં જ એક બાજુ બેસી પડયો. એટલે જેઠાઇ માએ પૂછયું,—"આટલી રાતે કંઈ?"

રમેશ મૃદુ સ્વરે બોલ્યો, "જેઠાઈ મા, હજીયે નોતરાં તો દેવાયાં નથી. એટલે તમને પૂછવા આવ્યો."

"તો તો તેં મને મુશ્કેલીમાં નાખી, ભાઈ. એ લોકો શું કહે છે? ગોવિંદ ગાંગુલી, ચેટર્જી મહાશય—"

રમેશ તેમને બોલતાં અટકાવીને બોલી ઊઠયો,—"મને ખબર નથી જેઠાઈ મા, એ લોકો શું કહે છે. મારે જાણવું પણ નથી. તમે જે કહેશો તે જ થશે."

એકાએક રમેશના શબ્દોમાં આવેલા જુસ્સાથી વિશ્વેશ્વરી મનમાં ને મનમાં આશ્ચર્ય પામી, થોડીવાર મૌન રહી બોલ્યાં,—"પણ ઘડી પહેલાં જ તો તું કહેતો હતો કે એ લોકો જ તારા સૌથી વધુ નિકટના છે! તે ગમે તેમ હો, મારા બાઈ માણસના કહેવાથી શું થાય, ભાઈ? આ ગામમાં વળી—અરે આ ગામમાં જ શાને, બધાં જ ગામમાં—આ તેની સાથે ખાય નહિ, તે પેલા સાથે બોલે નહિ—કોઈ પ્રસંગ આવે એટલે માણસની ચિંતાનો પાર રહેતો નથી. કોને બાદ મૂકવા અને કોને નોતરવા એના કરતાં વિકટ પ્રશ્ન ગામમાં બીજો હોતો નથી."

રમેશને કાંઈ ખાસ નવાઈ લાગી નહિ. કારણ આ થોડા દિવસમાં જ તેણે બહુ જ્ઞાન મેળવી લીધું હતું. તો પણ તેણે પૂછ્યું,—"આવું કેમ થતું હશે, જેઠાઈ મા?"

"એ વાત બહુ લાંબી છે ભાઈ, જો અહીં રહેશે તો તારી મેળે જ બધું જાણવા પામશે. કોઈના સાચા દોષ હોય છે, કોઈને માથે ખોટા અપવાદ હોય છે—તે ઉપરાંત મામલા–મુકદ્દમા, ખોટી સાક્ષી, વગેરેને લીધે પણ પુષ્કળ પક્ષાપક્ષી થાય છે. હું

જો તારે ત્યાં બે દિવસ પહેલાં આવી હોત, રમેશ, તો તને આટલી ભારે તૈયારી કેમે કરી કરવા જ ન દેત. તે દિવસે શું થશે એનો જ હું વિચાર કર્યા કરું છું." એમ કહીને જેઠાઇ માએ એક નિશ્વાસ નાખ્યો. તે નિશ્વાસમાં શું હતું તેનો સાચો અર્થ રમેશ કળી શક્યો નહિ, અને કોઈનો સાચો અપરાધ પણ શો હોઈ શકે અને કોઈનો મિથ્યા અપવાદ પણ શો હોઈ શકે, તે પણ તે કલ્પી શક્યો નહિ. ઊલટો ઉશ્કેરાઈ જઈને બોલ્યો,—"મારી સાથે તો તે વાતને કશો સંબંધ નથી. હું તો એક રીતે પરદેશી જેવો જ ગણાઉં. મારે કોઈની સાથે કશી દુશ્મનાવટ નથી. એટલે હું તો કહું છું જેઠાઈ મા, કે હું પક્ષાપક્ષીનો કશો વિચાર જ કરવાનો નથી. બ્રાહ્મણ, શૂદ્ર બધાયને નોતરાં દઈ આવીશ. પરંતુ તમારી આજ્ઞા વિના તો મારાથી ન થાય. તમે આજ્ઞા આપો, જેઠાઇ મા."

જેઠાઇ મા થોડીવાર મૂંગાં રહી વિચાર કરીને બોલ્યાં,—"એવી આજ્ઞા તો, રમેશ, મારાથી ન અપાય. એથી ભારે ધાંધલ થશે. છતાં તારી વાતે સાચી નથી, એમ પણ હું કહેતી નથી. પરંતુ આ સાચા ખોટાનો પ્રશ્ન જ નથી, ભાઈ. સમાજે જેમને સજા કરીને અલગ કર્યા છે, તેમને જબરદસ્તીથી બોલાવી લાવી શકાતાં નથી. સમાજ ગમે તેવો હોય, તેને માન્ય કરવો જ જોઈએ. નહિ તો તેની ભલું કરવાની કે ભૂરું કરવાની કોઇ શક્તિ જ નહિ રહે. એમ કરીએ તો તો કદી ચાલી જ ન શકે, રમેશ."

વિચાર કરી જોત તો રમેશથી આ વાતનો અસ્વીકાર

થાય એમ નહોતું. પરંતુ સહેજ પહેલાં જ બહાર બેઠેલા આ સમાજના આગેવાનોના કાવાદાવા અને નીચતા તેના હૃદયમાં અગ્નિની જવાળાની માફક ભડભડતાં હતાં, એટલે તે તરત જ ઘૃણાપૂર્વક બોલી ઊઠ્યો,—"આ ગામનો સમાજ એટલે ધર્મ-દાસ, ગોવિંદ—એ લોકો જ ને? એવા સમાજમાં લેશ પણ શક્તિ ન હોય એ જ શું સારું નથી, જેઠાઈ મા?"

જેઠાઈ મા રમેશનો ઉશ્કેરાટ જોઈ ગયાં. પરંતુ શાંત કંઠે બોલ્યાં,—"માત્ર એ લોકો જ નહિ રમેશ, પણ તારો મોટોભાઈ વેણી પણ સમાજનો એક કર્તાકારવતા છે." રમેશ મૂંગો રહ્યો. તેઓ ફરી બોલ્યાં:-"એટલે હું કહું છું, કે એમનો મત લઈને તું કામ કરજે, રમેશ હજુ હમણાં તો તું ઘરમાં પગ મૂકે છે, એટલામાં જ એ લોકોનો વિરોધ કરવો સારો નથી."

વિશ્વેશ્વરી કેટલો લાંબો વિચાર કરીને આવો ઉપદેશ કરે છે તે તીવ્ર ઉશ્કેરાટમાં રમેશે જોયું નહિ. તે બોલ્યો,—"હમણાં જ, જેઠાઈ મા, તમે પોતે જ કહ્યું, કે જુદાં જુદાં કારણોને લીધે અહીં પક્ષાપક્ષી ઊભી થાય છે. મને લાગે છે કે વ્યક્તિગત ઇર્ષ્યા જ સૌથી મોટું કારણ છે. તે ઉપરાંત, હું જ્યારે સાચા ખોટા કોઈનાય કશા અપરાધની વાત જાણતો નથી, તો કોઈને બાદ મૂકી તેનું અપમાન કરવું, એ મારે માટે અજુગતું છે."

જેઠાઈ મા જરા હસીને બોલ્યાં,—"અરે ગાંડિયા, હું તો

તારી વડીલ કહેવાઉં, મા જેવી, મારું કહ્યું ન સાંભળે એ પણ તમે કેમ છાજે?"

"શું કરું જેઠાઇ મા, મેં નક્કી કર્યું છે કે હું બધાને નોતરું દઈશ."

તેનો દૃઢ સંકલ્પ જોઈને વિશ્વેશ્વરીના મોં ઉપર અપ્રસન્નતા છવાઈ ગઈ, મનમાં મનમાં કદાચ ચિડાયાં પણ હોય. બોલ્યાં—"ત્યારે મારી આજ્ઞા લેવા આવ્યો એ તો માત્ર ઢોંગ જ ને?"

જેઠાઇ મા ચિડાયાં છે એ રમેશ સમજી ગયો, પરંતુ ડગ્યો નહિ. થોડીવાર પછી ધીમે ધીમે બોલ્યો,—"હું જાણતો હતો, જેઠાઈ મા, કે જે ખોટું ન હોય એવા કામમાં તમે સને પ્રસન્ન મુખે આશીર્વાદ આપશો. મારું—"

તેનું વાક્ય પૂરું થાય તે પહેલાં જ વિશ્વેશ્વરી વચમાં જ બોલી ઊઠયાં,—"પરંતું તારે આટલું તો જાણવું હતું કે હું મારા દીકરાની વિરુદ્ધ ન જઈ શકું."

આ સાંભળી રમેશને આઘાત લાગ્યો. કારણ મોઢે તે ગમે તેમ બોલતો હોય, પણ કોણ જાણે શાથી તેનું અંતઃકરણ કાલથી આ જેઠાઇ મા પાસે, પોતે જ તેનો પુત્ર હોવાનો દાવો કરતું હતું. પણ અત્યારે તેને ખબર પડી કે તેના એ દાવાથી ખૂબ ઊંચે, તેમના પોતાના પુત્રનો દાવો 'પહેલેથી જગા રોકી બેઠો છે. તે ક્ષણભર મૂંગો રહી, ઊઠી ઊભો થઈ, રુદ્ધ અભિમાનના સ્વરે બોલ્યો,—"કાલ સુધી હું એમ જ માનતો હતો, જેઠાઈ મા, અને એટલે જ મેં તમને તે વખતે કહ્યું

હતું કે જેટલું બનશે તેટલું હું એકલો જ કરીશ. તમો આવશો નહિ. તમને બોલાવવાની મારી હિંમત પણ ચાલી ન હતી."

આ એનું ધવાયેલું અભિમાન જેઠાઈ માથી છૂપું રહ્યું નહિ. પણ તેમણે કશો જવાબ આપ્યો નહિ. અંધારામાં મૂગાં બેસી રહ્યાં. થોડીવાર પછી રમેશે જવાનું કરતાં બોલ્યાં,—"તો ભાઈ, જરા ઊભો રહે, તારા ભંડારની ચાવી આણી આપું." એમ કહીને ઘરની અંદરથી ચાવી આણીને રમેશના પગ આગળ ફેંકી. રમેશ કેટલીક વાર સ્તબ્ધ થઈ ઊભો રહ્યો. આખરે એક ઊંડો નિશ્વાસ નાખી, ચાવી ઉપાડી લઇ ધીરે ધીરે ચાલ્યો ગયો. થોડા જ કલાક પહેલાં તે મનમાં ને મનમાં બોલ્યો હતો 'હવે મારે ચિંતા શી છે ? મારાં જેઠાઈ મા છે ! પણ એક રાત સુદ્ધાં વીતી નહિ અને તેને ફરી નિશ્વાસ નાખી કહેવું પડ્યું, "ના, મારું કોઈ નથી. જેઠાઈ માએ પણ મને છોડી દીધો."

# ૪.

બહાર હમણાં જ શ્રાદ્ધ પૂરું થઈ ગયું છે. આસન ઉપરથી ઊઠીને રમેશ અભ્યાગતોનો પરિચય કરવાનો પ્રયત્ન કરે છે. ઘરમાં ભોજનને માટે પતરાળી માંડવાની તૈયારી ચાલે છે, એવામાં કંઈ ધાંધલ અને બૂમાબૂમ સાંભળીને રમેશ ઉતાવળો ઉતાવળો અંદર આવી પહોંચ્યો. તેની સાથે સાથે બીજાય ઘણા આવ્યા. અંદર રાંધણિયાના બારણાની એક બાજુએ એક પચીસ છવ્વીસ વર્ષની વિધવા સ્ત્રી જડસડ થઈને પૂંઠ ફેરવીને ઊભી છે. અને બીજી એક પ્રૌઢ સ્ત્રી તેની પાસે ઊભી રહીને ક્રોધથી આંખો લાલચોળ કરી, ચિત્કાર કરતી અગ્નિ વરસાવી રહી છે. ઝગડો પરાણ હાલદારની સાથે જામ્યો હતો. રમેશને જોતાં વેંત જ પ્રૌઢાએ બૂમ પાડીને પૂછ્યું,—“ હેં ભાઈ, તું યે ગામનો એક જમીનદાર છે. કહું છું બધો જ દોષ શું આ ખેન્તી* બામણીની દીકરીનો જ ? અમારે માથે કોઈ છે નહિ એટલે મનમાં આવે એટલી વખત

---

* ક્ષાન્તમણિ.

સજા કરવી ?" ગોવિંદને બતાવીને બોલી,—"આ એમણે મુખર્જીને ત્યાં વ્રત ઊજવણીને દિવસે દંડ તરીકે ઈસ્કુલને માટે મારી પાસે દસ રૂપિયા લીધા નહોતા કે ? ગામની આખી શીતળાપૂજાને માટે બે જોડ બકરાની કિંમત ગણીને લીધી નહોતી કે ? તો હજી કેટલી વાર આ એકની એક વાત ઉકેલ્યા કરવી છે, કહોને વારુ ?"

રમેશ આ શું છે તે કશું જ સમજી શક્યો નહિ. ગોવિંદ ગાંગુલી બેઠા હતા તે બધું સમજાવવાને ઊઠયા. ઊઠીને ઊભા થયા. એક વખત રમેશ તરફ અને એક વખત પ્રૌઢા તરફ જોઈને ગંભીર અવાજે બોલ્યા,—"જ્યારે મારું નામ જ તમે દીધું છે, ત્યારે, ખાન્ત માસી, હું સાચી વાત જ કહું છું. ખુશામતને ખાતર કંઈ બોલે એવો આ ગોવિંદ ગાંગુલી નથી, એ વાત આખું ગામ જાણે છે. તમારી છોકરીએ પ્રાયશ્ચિત્ત પણ કર્યું છે, પંચે તેનો દંડ પણ કર્યો છે,—બધું કબૂલ છે. પણ તેને યજ્ઞમાં લાકડાં નાખવાની છૂટ તો અમે આપી નહોતી ! મરી જશે, તો બાળવા લઈ જવા અમે ખાંધ આપીશું, પણ—"

ખાન્ત માસી બરાડો પાડી ઊઠી,—"મરી જાય તો તારી પોતાની દીકરીને ખાંધે નાખીને બાળી આવજે. ભાઈ, મારી દીકરીની ચિંતા તારે નહિ કરવી પડે. કહું છું, આ ગોવિંદ, પોતાના ઘર તરફ જોઈને તો જરા બોલ. તારી નાની ભાભી પેલા ભંડારમાં બેઠી બેઠી પાન બનાવી રહી છે તે પેલે વર્ષે

દોઢેક મહિના સુધી કયો કાશીવાસ કરીને, આવી પીળી પાતળી દીવેટ જેવી થઈને આવી હતી, કહેને વારુ ? એ તો મોટા લોકોની મોટી વાત હશે ? બહુ છેડીશ નહિ, બાપુ. હું બધાના ભવાડા ઉઘાડા પાડી શકું એમ છું. અમે પણ છૈયાંછોકરાં પેટમાં રાખ્યાં છે. અમે તો પારખી શકીએ. અમારી આંખમાં ધૂળ નહિ નાખી શકાય.”

ગોવિંદે ગાંડાની માફક ઝંપલાવી મૂક્યું,—“એ હરામ-જાદી, રાંડ—”

પણ એ ‘હરામજાદી’ સહેજ પણ ડરી નહિ. પરંતુ ઊલટી એક પગલું આગળ આવીને હાથ મોં ફેરવીને બોલી,—“મારીશ, એમ કે ? ખેન્તી બામણીને છેડતાં બકરી કાઢતાં ઊંટ પેસી જશે,તે કહી મૂકું છું.મારી દીકરી તો કંઈ રાંધણિયામાં પેસવા ગઈ નહોતી. ઉંબરા આગળ આવી ન આવી એટલામાં તો હાલદાર દિયરજી વગર ફોગટના અપમાન કરી બેઠા. તો હું એમ કહું છું, તેની વેવણને વણકર સાથે આડો વહેવાર છે તે કોણ નથી જાણતું ? હું કંઈ આજકાલની નથી. કહું છું, બીજું કંઈ કહું કે આટલાથી ચાલશે ?”

રમેશ પૂતળા જેવો ઊભો રહ્યો. ભૈરવ આચાર્ય ઉતાવળા ઉતાવળા ખાન્તનો હાથ લગભગ પકડીને તેને મનાવતા હોય તેમ બોલ્યા,—“આટલું બહુ થયું, હવે કશું બોલશો નહિ. લે સુકુમારી,ઊઠ મા,ચાલ બચ્ચી. મારી સાથે પેલા ઓરડામાં બેસજે, ચાલ.”

પરાણ હાલદાર ચાદર ખભે નાખી ટટાર ઊભો રહી બોલ્યો,—"આ વેશ્યાઓને ઘરમાંથી એકદમ કાઢી નહિ મૂકો ત્યાં સુધી હું અહીં પાણી સુદ્ધાં પીવાનો નથી—આ તમને કહી દીધું. ગોવિંદ ! કાલીચરણ ! તમારે મામાનો ખપ હોય તો કહું છું ઊઠો. વેણી ઘોષાલે તો ત્યારે જ કહ્યું હતું કે—"મામા, જશો નહિ ત્યાં. આવો બધો વેશ્યાવાડો ભેગો થવાનો છે એવું જો જાણ્યું હોત તો જાતજન્મ ખોવા આ ઘરમાં પગ મૂકત ખરો કે ? કાલી ! ઊઠી પડ."

મામાએ વારેવારે બૂમ મારી તોયે કાલીચરણ નીચું માથું ઘાલીને બેસી જ રહ્યો. તે રેશમનો વેપાર કરતો હતો. ચારેક વર્ષ પહેલાં કલકત્તાનો તેનો એક પ્રતિષ્ઠિત વચિયાત-મિત્ર તેની વિધવા નાની બેનને લઈને ઊપડી ગયો હતો. આ વાત છૂપી રહી નહોતી. એકાએક સાસરે ગઈ છે અને ત્યાંથી તીર્થયાત્રા કરવા ગઈ છે, વગેરે બહાનાં હેઠળ થોડા દિવસ ઢાંકપિછોડો ચાલ્યો. રખેને આ વાતનો ઇતિહાસ આટલા બધા લોકોની આગળ ફરી ઉકેલાય એ બીકથી કાલી ઊંચું જોઈ શક્યો નહિ. પરંતુ ગોવિંદની ઝાળ હજી બિલકુલ શમી નહોતી. તે ફરી ઊભો થઈને જોરથી બોલ્યો,—" જેને જે કહેવું હોય તે કહે, પણ આપણા સમાજના આગેવાન તો વેણી ઘોષાલ, પરાણ હાલદાર અને જદુ મુખર્જી મહાશયની કન્યા, એ ત્રણ જ છે. તે લોકોને તો આપણે કોઈ છોડી શકવાના નથી. રમેશ બાબુએ પંચની સંમતિ વિના આ બંને મા દીકરીને શા માટે ઘરમાં દાખલ થવા દીધી, તેનો જવાબ ન આપે તો અમે કોઈ પણ અહીં પાણી સુદ્ધાં લેવાના નથી."

જોતજોતામાં પાંચ સાત દસ જણ ચાદર ખાંધે નાખી એકે એકે ઊઠી ઊભા થઈ ગયા. એ બધા ગામડાંના જ માણસો હતા. સામાજિક બાબતોમાં કયાં કઈ ચાલ સૌથી લાભદાયક થઈ પડશે તે એમનાથી અજાણ્યું ન હતું.

નિમંત્રેલ બ્રાહ્મણ સજ્જનો જેમ ફાવ્યું તેમ બોલવા લાગ્યા. ભૈરવ અને દીનુ ભટ્ટાચાર્ય રડું રડું થઈને ઘડીમાં ખાન્ત માસી અને તેની છોકરીના, તો ઘડીમાં ગાંગુલી અને હાલદાર મહાશયના કાલાવાલા કરવા લાગ્યા. બધાં અનુષ્ઠાન અને ક્રિયાકર્મ ધૂળ મળશે એવી બીક ચારે તરફથી ઊભી થઈ. પરંતુ રમેશ એક શબ્દ પણ બોલી શકયો નહિ. એક તો ભૂખથી અને તરસથી તે બિલકુલ કાયર થઈ ગયો હતો. તેમાં વળી અકસ્માત્ આ અણધાર્યો પ્રસંગ બન્યો. તે ફિક્કે મોઢે દિઙ્મૂઢની માફક સ્તબ્ધ થઈને જોઈ રહ્યો.

"રમેશ!"

અકસ્માત્ એક ક્ષણની અંદર બધા લોકોની સચકિત દૃષ્ટિ એક થઈને વિશ્વેશ્વરીના મોં ઉપર જઈને પડી. તેઓ ભંડારમાંથી બહાર નીકળી, બારણા સામે આવીને ઊભાં હતાં. તેમના માથા ઉપર છેડો હતો પણ મોં ખુલ્લું હતું. રમેશે જોયું કે જેઠાઈ મા પોતાની મેળે જ ક્યારનાં આવી પહોંચ્યાં છે. તેને છોડી ગયાં નથી. બહારના લોકોએ જોયું કે એ જ વિશ્વેશ્વરી, એ જ ઘોષાલ કુટુંબનાં ગૃહિણી.

ગામડામાં શહેરના જેવો સખત પડદો હોતો નથી. ત્યાં પણ વિશ્વેશ્વરી મોટા ઘરની વહુ હોવાને કારણે હોય

કે પછી બીજે ગમે તે કારણે હોય, પણ આટલી મોટી ઉંમર થઈ હતી છતાં સાધારણ રીતે કોઈના પણ દેખતાં બહાર નીકળતાં ન હતાં. એટલે બધાને બહુ નવાઈ લાગી. જેઓએ માત્ર સાંભળ્યું જ હતું, પરંતુ આ પહેલાં કદી નજરે જોયું નહોતું, તેઓ તેમની આંખોનું આશ્ચર્યજનક તેજ જોઈ એકદમ અવાક્ થઈ ગયા. કદાચ તેઓ એકાએક ક્રોધને વશ થઈને જ બહાર નીકળી આવ્યાં હશે. બધાએ મોં ઊંચું કર્યું કે તરત જ તેઓ થાંભલાની પડખે ખસી ગયાં. સુસ્પષ્ટ તીવ્ર આહ્વાનથી રમેશની વિહ્વલતા દૂર થઈ ગઈ. તે સામે આવ્યો. જેઠાઇ મા આડમાંથી જ તેવા જ સ્પષ્ટ અને ઊંચે સ્વરે બોલ્યાં,—"રમેશ, ગાંગુલી મહાશયને કહી દે કે આવો ડર ન દેખાડે અને હાલદાર મહાશયને સારું નામ દઈને કહે, કે હું બધાંયને આદરપૂર્વક મારે ઘેર બોલાવી લાવી છું. સુકુમારીનું અપમાન કરવાનું તેમને કશું જ પ્રયોજન નહોતું. મારે ઘેર પ્રસંગ છે તે વખતે બૂમાબૂમ, ચેંચાચેંચી, ગાળાગાળી કરવાની હું મના કરું છું. જેમને અગવડ થતી હોય, તે બીજે કેથે જઈને બેસે."

મોટાં વહુનો આ કડક હુકમ સૌએ પોતાને કાને સાંભળ્યો. રમેશને મોં ફાડી બોલવાની જરૂર રહી નહિ. જરૂર હોત તોય તે બોલી શકત નહિ. તેનું પરિણામ શું આવ્યું તે, તે ઊભો રહીને જોઈ પણ શક્યો નહિ. જેઠાઈ માને બધી જવાબદારી પોતાને માથે લેતાં જોઈ, તે જેમ તેમ અશ્રુ રોકી ઉતાવળે પગલે બીજા ઓરડામાં જઈ

ભરાયો. તરતજ તેની બંને આંખોમાંથી દડદડ અશ્રુ વહેવા લાગ્યાં. આજે આખો દિવસ તે પોતાના કામમાં બહુ જ રોકાઈ ગયેલો હતો. કોણ આવ્યું, ન આવ્યું તેની તપાસ કરી શકયો નહોતો. પરંતુ બીજાં ગમે તે આવે પણ જેઠાઈ મા આવી શકશે એ તેની કલ્પનામાંય આવતું નહોતું. જેઓ ઊભા થઈ ગયા હતા તેઓ ધીમે ધીમે બેસી પડયા, માત્ર ગોવિંદ ગાંગુલી અને પરાણ હાલદાર અકડાઈ ગયા હોય એમ ઊભા રહ્યા. ભીડમાંથી કોઈ એક જણે તેમને ઉદ્દેશીને અસ્પષ્ટ સ્વરે કહ્યું,—"બેસી પડોને કાકા! ખવડાવી પીવડાવીને કોણ સોળ સોળ લુચી* અને ચાર ચાર જોડ સંદેશ સાથે બંધાવે છે, બાપુ?"

પરાણ હાલદાર ધીમે ધીમે બહાર ચાલ્યો ગયો. પરંતુ નવાઈની વાત છે કે ગોવિંદ ગાંગુલી સાચેસાચ જ બેસી પડયો; તો પણ મોઢું એણે બરાબર ચડાવેલું જ રાખ્યું અને ભોજનને માટે પતરાળાં મંડાયાં ત્યારે દેખરેખનું બહાનું કાઢીને બધાની સાથે પંક્તિભોજનમાં બેઠો નહિ. તેની આ વર્તણૂંક જેઓના ધ્યાનમાં આવી તેઓ સમજી ગયા કે ગોવિંદ સહેજે કોઈને પણ છોડે એમ નથી. ત્યાર પછી બીજી કશી ધમાલ થઈ નહિ. બ્રાહ્મણોએ જે ભોજન કર્યું તે આંખે ન જોયું હોય તો કોઈ માને નહિ. અને દરેક જણે ખુંદી, પટોલ, નેડા, ભુડી, વગેરે ઘરનાં ગેરહાજર છોકરાં

---

*પૂરી

છોકરીઓનાં નામ દઈ જે બાંધી લીધું. તે પણ કાંઈ ઓછું નહોતું.

સાંજ પછી કામકાજ લગભગ પૂરું થઈ ગયું હતું, એવે વખતે રમેશ મુખ્ય દરવાજાની બહાર એક જમરૂખીના ઝાડ નીચે અન્યમનસ્કની માફક ઊભો હતો. તેનું મન બરાબર નહોતું. તેણે જોયું કે દીનુ ભટ્ટાચાર્ય છોકરાંઓને લઇને લુચી અને મંડા*ના ભારથી ઝૂકી પડીને, કોઈ ન જુએ તેમ બહાર ચાલ્યા જતા હતા. સૌ પહેલાં ખેંદીની નજર પડી એટલે તે અપરાધીની પેઠે ખમચાઈને ઊભી રહી અને શુષ્ક કંઠે બોલી,—" બાપુ, બાબુ ઊભા છે "

બધાં જ જાણે સ્તંભિત જેવાં થઈ ગયાં. નાની છોકરીના આ એક શબ્દ પરથી જ રમેશ બધો ઇતિહાસ સમજી ગયો. નાસવાનો મારગ હોત તો તે પોતે જ નાસી જાત, પરંતુ કશો ઉપાય રહ્યો નહોતો એટલે આગળ આવીને હસીને બોલ્યો,—" ખેંદી, આ બધું કોને માટે લઈ જાય છે રે ? "

તેમની નાની મોટી બધી પોટલીઓનો ઘટતો જવાબ ખેંદી આપી શકશે નહિ, એવી બીકથી દીનુ પોતે જ જરા લૂખું હસીને બોલ્યા,—" મહોલ્લામાં ગરીબ ગુરબાંનાં બચ્ચાં કચ્ચાં હોય ને ? એંઠું જૂઠું લઈ જઈએ તો તેમને થોડું ઘણું આપવા ચાલે. જવા દો એ વાત, પણ ભાઈ, બધા લોકો

* મિઠાઈ, સંદેશ.

એમને શાથી મોટાં વહુ કહીને બોલાવે છે, તે મને આજે સમજાયું."

રમેશે તેનો કશો પણ જવાબ દીધા વિના સાથે સાથે દરવાજા સુધી આવી એકાએક પૂછ્યું,—"વારું, ભટ્ટાચાર્ય મહાશય, તમે તો અહીંયાંનું બધુંય જાણો છો. આ ગામમાં આટલી ઇર્ષ્યા અદેખાઈ શાથી છે, તે કંઈ કહી શકશો?"

દીનું ગળું ખોંખારીને એક બે વાર માથું હલાવી બોલ્યો,—"અરે ભાઈ, આપણું કુંઆપુર તો હજુ ઠીક છે. જે ધમાલ હું હમણાં થોડા દિવસ ઉપર ખેંદીના મામાને ત્યાં જોઈ આવ્યો! ગામમાં બામણ કાયસ્થનાં વીસ ઘર તો પૂરાં છે નહિ, અને ચાર ચાર તો પક્ષ! હરનાથ વિશ્વાસે બે વિલાયતી અંબાડાં પાડવા માટે પોતાના ભાણેજને જેલમાં મોકલ્યો ત્યારે છોડયો. આખું ગામ જ ભાઈ, આવું છે. તે ઉપરાંત અદાલતની લતથી પણ પાયમાલ થઈ ગયું છે— ખેંદી! હરિધનનો હાથ જરા બદલાવ તો બેન."

રમેશે ફરી પૂછ્યું,—"એનો શું કશો ઉપાય જ નથી, ભટ્ટાચાર્ય મહાશય?"

"ઉપાય તે ભાઈ, શી રીતે થાય? આ તો હળાહળ કળજગ છે." ભટ્ટાચાર્યે એક નિશ્વાસ નાખીને કહ્યું,—"પણ, એક વાત ભાઈ, હું કહી શકું. હું ભિક્ષા લેવાને માટે ઘણી જગાએ જાઉં છું. ઘણાં જણ દયા બતાવે પણ છે. મેં બરાબર જોયું છે, કે તમારા જુવાનિયાઓમાં દયા છે. દયા નથી માત્ર આ ઘરડા ઠચરાઓમાં. એ લોકોના હાથમાં જો કોઈ આવ્યો તો તેને ગળે પગ દબાવી જીભ ખેંચી કાઢયા

વિના રહેતા નથી." એમ કહીને દીનુએ અભિનયપૂર્વક એવી તો જીભ કાઢીને બતાવી કે રમેશથી હસી પડાયું. પણ દીનુ એમાં ભળ્યો નહિ. બોલ્યો,—"આ કંઈ હસવાની વાત નથી ભાઈ, બહુ જ સાચી વાત છે. હું પોતે પણ બહુ ઘરડો થયો છું—પણ—તું અંધારામાં બહુ દૂર આવી પહોંચ્યો ભાઈ."

"ભલેને, તમે તમારે ચલાવ્યે રાખો, ભટ્ટાચાર્ય મહાશય."

"શું કહું ભાઈ, ગામડાં બધાં જ આવાં. આ ગોવિંદ ગાંગુલી,—એ બેટાના બાપનું નામ લઈએ તો પ્રાયશ્ચિત્ત કરવું પડે. ખાન્ત બામણીએ કંઈ ખોટું નહોતું કહ્યું—પણ બધા એનાથી ડરે છે. સારાં ખોટાં કરવામાં, ખોટી જુબાની, ખોટા મુકદ્દમા ઊભા કરવામાં તેની જોડ નથી. વેણી બાબુ તેને મદદ કરે છે, એટલે કોઈ તેને કહી શકતું નથી. ઊલટો એ જ લોકોની જાત ખરાબ કરતો ફરે છે."

રમેશે ઘણી વાર સુધી બીજો કશો પ્રશ્ન પૂછ્યો નહિ. અને મૂંગામૂંગા સાથે સાથે ચાલ્યા કર્યું. ક્રોધથી તેનું આખું શરીર સળગી ગયું. દીનુ જાતે જ બોલવા લાગ્યો,—"આ મારી વાત તમે ધ્યાનમાં રાખજો કે ખેન્તી બામણી સહેલમાં છૂટવા પામશે નહિ. ગોવિન્દ ગાંગુલી, પરાણ હાલદાર જેવી બબ્બે ભમરીઓના પૂડામાં આંગળી ખોસવી એ કંઈ સહેલ વાત છે? પણ ગમેતેમ કહે, ભાઈ, પણ એ બાઈ છાતી-વાળી છે. અને હિંમત ન પણ કેમ હોય? મમરા વેચીને ખાય

છે, બધે ઘેર આવજા કરે એટલે બધાની બધી વાત જાણવા પામે છે. એને છેડી તો પછી ભવાડાનો કંઈ પાર રહેશે નહિ, એ હું કહી દઉં છું. અનાચાર કયે ઘેર નથી હોતો ભાઈ. કહે જોઉં વારુ? વેણી બાબુને પણ—"

રમેશ સભયે અટકાવી દઈને બોલ્યો,—"બહુ થયું. મોટાભાઈની વાતનું મારે કામ નથી."

દીનુ ભોંઠો પડી ગયો. બોલ્યો,—"રહેવા દો, ભાઈ. હું ગરીબ માણસ, મારે કોઈની વાતનું શું કામ? કોઈ જો વેણી બાબુને કાને પહોંચાડે તો મારા ઘરમાં આગ—"

રમેશે વળી અટકાવી દઈને કહ્યું,—"ભટ્ટાચાર્ય મહાશય, તમારું ઘર શું હજુ દૂર છે?"

"ના ભાઈ, બહુ દૂર નથી, આ બાંધની પાસે જ મારું ઝૂંપડું છે—કોઈ દિવસ જો—"

"આવીશ જ, જરૂર આવીશ—" બોલીને રમેશ પાછો ફરતાં ફરતાં બોલ્યો,—"પાછા કાલે સવારે તો મળીશું. પણ ત્યાર પછી પણ કોઈકોઈવાર ચરણ રજ દેતા રહેજો." કહીને રમેશ પાછો ફર્યો.

"દીર્ઘજીવી થજે, બાપના જેવો થજે," બોલીને દીનુ ભટ્ટાચાર્ય અંતરથી આશીર્વચન ઉચ્ચારી બચ્ચાંકચ્ચાં લઈ ચાલ્યો ગયો.

આ ગામમાં એક માત્ર મધુ પાલની ગાંધિયાટાની દુકાન, નદીને રસ્તે, હાટની એક બાજુ આવેલી છે. દસ બાર દિવસ થઈ ગયા, તો પણ તે બાકી દસ રૂપિયા લઈ ગયો નહિ, એટલે રમેશ કોણ જાણે શોય વિચાર કરી, પોતે જ એક દિવસ સવારના પહોરમાં તેની દુકાને જવા નીકળી પડ્યો. મધુ પાલે ભારે માનસહિત છોટાબાબુને વરંડા ઉપર મોડો* નાખી બેસાડયા. અને છોટાબાબુ શા માટે આવ્યા હતા તે સાંભળી, ઊંડા આશ્ચર્યથી તે અવાક્ થઈ ગયો. દેણદાર પોતે ચાહી ચેતીને દેવું પતાવવા આવે, એવું મધુ પાલે આટલી ઉંમરમાં કદી નજરે તો જોયું જ નહોતું, તેમ કાને પણ સાંભળ્યું નહોતું. વાત વાતમાં ઘણી વાત નીકળી. મધુએ કહ્યું,—“ દુકાન તે શી રીતે ચાલે બાબુ, બે આના, ચાર આના, રૂપિયો, સવા રૂપિયો કરીને લગ-

*વાંસ અથવા બરૂની બનાવેલી ડુગડુગીના આકારની બેઠક.

ભગ પચાસ સાઠ રૂપિયાની ઉઘરાણી જ થઈ ગઈ છે. હમણાં આપી જાઉં છું કહીને જાય, તે પૈસા બે મહિને પણ હાથમાં આવવાના નહિ. આ શું?—બૅનર્જી મહાશય કંઈ! ક્યારે આવ્યા ? નમસ્કાર ! ”

બૅનર્જી મહાશયના ડાબા હાથમાં લોટો, પગના નખ ઉપર અને એડીએ કાદવના ડાઘ, કાને જનોઈ ભેરવેલી, જમણા હાથમાં અળવીના પાનમાં થોડા લેવટા*. તેમણે ‘હાશ’ કરીને એક નિઃશ્વાસ નાખીને કહ્યું,—“કાલ રાત્રે આવ્યો, મધુ, જરા તમાકુ બમાકુ તો લે.” એમ કહીને લોટો નીચે મૂકી, હાથમાંની ચીંગડી ખોલી બતાવી બોલ્યા, “શૈરૂભી માછણની અક્કલ જોઈ, મધુ?—ઝપ દઈને મારો હાથ પકડી બેઠી. જોતજોતામાં આ કેવો વખત આવ્યો ? આ તે એક પૈસાની ચીંગડી થઈ? બ્રાહ્મણને ઠગીને રાંડ ક્યાં સુધી ખાવાની છે? સત્યાનાશ જશે.”

મધુ આશ્ચર્ય બતાવીને બોલ્યો,—“શું તમારો હાથ પકડ્યો ?”

વૃદ્ધ બૅનર્જી મહાશયે એકવાર ચારે તરફ નજર નાખીને ઉશ્કેરાઈ જઈને કહ્યું,—“અઢી પૈસા માત્ર બાકી. એટલા માટે તે કંઈ ભર્યા હાટમાં મારો હાથ પકડાય? કોણે નહિ જોયું હોય, કહે? જંગલ જઈને આવીને, લોટો ઘસી હાથપગ ધોઈ વિચાર કર્યો કે હાટમાં જરા ફરતો જાઉં. ત્યાં આ રાંડ એક ટોપલીમાં માછલાં લઈને બેઠી

* મૂળ—“કુચો ચિંગડી” એટલે નાનકડી માછલી.

હતી—મને ડાહી ડમરી થઈને ખાસી કહે 'કંઈ નથી મહારાજ, હતી એ બધી વેચાઈ ગઈ છે !' અરે મારી આંખમાં ધૂળ નાખી શકવાની હતી ? ટોપલી એકદમ ઉપાડીને જેવો જોવા જાઉં છું એટલે એકદમ મારો હાથ દબાવીને પકડી લીધો. આગલા અઢી અને આજનો એક એમ સાડા ત્રણ પૈસા ધાલી જઈને હું ગામ છોડીને ભાગી જવાનો છું ? હેં મધુ ?"

મધુએ ટાપશી પૂરી કહ્યું,—"અરે એવું તે હોય ?"

"ત્યારે એમ કહેને—ગામમાં કશો બંદોબસ્ત ક્યાં છે ? નહિ તો ષષ્ઠીચરણ માછીના ધોબીહજામ બંધ કરી તેનું છાપરું બાપરું તોડી ન નાખે ?" એકાએક રમેશ તરફ જોઈને પૂછ્યું,—"આ બાબુ કોણ છે મધુ ?"

મધુએ ગર્વપૂર્વક કહ્યું,—"આપણા છોટાબાબુના છોકરા. તે દિવસના દસ રૂપિયા બાકી હતા એટલે જાતે ઘેર આપવા આવ્યા છે."

બેનર્જી મહાશય ચીંગડીની ફરિયાદ ભૂલી જઈ, બે આંખો ફાડીને બોલ્યા,—"હેં, રમેશ બાબાજી ?* જીવતો રહે ભાઈ. આવીને મેં તો સાંભળ્યું કે વરો તો ખરો કર્યો. આવો ન્યાતવરો આ બાજુ કદી થયો નથી. પરંતુ ભારે દુઃખ થાય છે કે નજરે જોવા ન પામ્યો. પાંચ જણની ફુલવણીથી કલકત્તા નોકરી કરવા ગયો. ભંગીના હાલ થયા. અરે છિઃ ત્યાં તે માણસથી રહેવાય ?"

---

× વડીલો પુત્રોને કે પુત્ર જેવા બીજાઓને સંબોધવામાં આ શબ્દ વાપરે છે.

રમેશ આ માણસના મોં તરફ મૂંગો મૂંગો જોઈ રહ્યો. પણ દુકાનમાં બેઠેલા બધા માણસોને તેમના કલકત્તાના પ્રવાસનો ઇતિહાસ સાંભળવાનું ભારે કુતૂહલ જાગ્યું. ચલમ ભરીને મધુએ બેનર્જીના હાથમાં હૂકો આપી પૂછ્યું,—"પછી, કંઈ નોકરી ચાકરી મળી તો હતીને?"

"મળે નહિ તો? હું તે કંઈ મૂઠી ચોખા આપીને ભણ્યો છું? પણ મળી તેમાં શું વળ્યું? ત્યાં તો કોણ રહી શકે? કાદવેય એટલો ને ધૂમાડોય એટલો. બહાર નીકળ્યો અને ગાડીઘોડાથી છૂંદાઈ ગયા વિના જો પાછો ઘેર આવ્યો તો જાણવું કે બાપનું પુણ્ય."

મધુ કદી કલકત્તા ગયો ન હતો. મેદિનીપુર શહેર, એક વખત જુબાની આપવા ગયો હતો ત્યારે જોઈ આવ્યો હતો. તે બહુ જ નવાઈ પામીને બોલ્યો,—"શું કહો છો!"

બેનર્જી જરા હસીને બોલ્યા—"તારા રમેશ બાબુને પૂછને, સાચું કે ખોટું તે. ના, મધુ—ખાવાનું ન મળે, છાતીએ હાથ દઈ ઘરમાં પડ્યો પડ્યો મરી જાઉં, તે પણ સારું, પણ વિદેશ જવાની વાત હવે કોઈ મારા આગળ ન કરે તો સારું. અરે, કહીશ તો તું માનશે નહિ, પણ ત્યાં તો કારેલાં, કંકોડાં, દૂધી, રીંગણ સુદ્ધાં વેચાતાં લાવીને ખાવું પડે છે. ખવાશે? એક મહિનામાં ખાધા વગર સુકાયેલા ઊંદર જેવો થઈ ગયો! રાત દિવસ પેટમાં ગુડ ગુડ ગુડ થાય, છાતીએ અગન બળે અને જીવ આકુળવ્યાકુળ થાય. નાસી આવ્યો ત્યારે નિરાંત વળી. ના, બાપુ, પોતાના ગામમાં બેઠાં બેઠાં મળશે તો એક વેળ માત્ર સાંજે ખાઇશ. નહિ

મળશે તો છોકરાંઓનો હાથ પકડીને ભીખ માગીશ, બામ-ણના દીકરાને એમાં કંઈ શરમાવાની વાત નથી. પણ માજીની મહેર રહો અને કોઈને વિદેશ જવાનું ન થાઓ"

તેમની કહાણી સાંભળીને બધા બીકથી નિર્વાક્ થઈ ગયા હતા, એવામાં બેનર્જીએ ઊઠી આવીને મધુના તેલના વાસણમાં ચાંગળું ભરી નવટાંકેક તેલ ડાબા હાથમાં લઇ, અર્ધુંક બે નસકોરાંમાં અને કાનનાં બે કાણાંમાં રેડી, બાકીનું માથે ચોપડી દીધું. અને બોલ્યા,—"દિવસ ચડી ગયો, હમણાં જઈને ડૂબકી મારી ઘેર જાઉં. એક પૈસાનું મીઠું આપ તો મધુ. પૈસો સાંજે આપી જઈશ."

"વળી પાછી સાંજ," એમ બોલીને મધુ કચવાતે મોઢે મીઠું આપવા દુકાનમાં ચડયો. બેનર્જી ડોકું લંબાવી, જોઈ, વિસ્મય અને વિરક્તિને અવાજે બોલી ઊઠયા,— "અરે! તમને બધાને થયું છે શું, મધુ? આ તો ગાલે લપડાક મારીને પૈસા લેતા લાગો છો!" એમ બોલીને આગળ આવીને પોતે જ એક મૂઠો મીઠું ઉપાડી પડીકામાં નાખી તે ખેંચી લીધું. લોટો હાથમાં લઈ રમેશ તરફ જોઈ મૃદુ હાસ્ય કરી કહ્યું,—"રસ્તો તો એક જ છે—ચાલને ભાઈ, વાત કરતા કરતા જઈએ."

"ચાલો" કહીને રમેશ ઊઠી ઊભો થયો. મધુ નજીક ઊભો રહી કરુણ કંઠે બોલ્યો,—"બેનર્જી મહાશય, પેલા મેંદાના પૈસા, પાંચ આના, શું એમ જ—"

બેનર્જી ક્રોધથી સળગી ઊઠ્યો,—"બબ્બે વખતે

દહાડામાં મળવાનું થાય—તમને તો આંખનાં પોપચાં ઓપચાં છે કે નહિ? કેટલાક સાળાઓએ ચડાવીને કલકત્તા મોકલ્યો તે આવવા જવામાં જ પાંચ પાંચ રૂપિયા મારા પાણીમાં ગયા. અને તને પણ આ જ વખતે તગાદો કરવાને વખત મળ્યો! બિલ્લીને મન હસવું થાય અને ઊંદરના તો પ્રાણ જાય. જોયું ભાઈ રમેશ, એ લોકનો વહેવાર જરા જોયો?"

મધુ જરાક જેટલો થઈ જઈ અસ્પષ્ટ સ્વરે બોલ્યો,— "બહુ દિવસના—"

"છો ને બહુ દિવસના થયા તો, બધા જ આમ મારી પૂંઠે સંડશે તો મારાથી તો ગામમાં રહેવાશે નહિ." એમ બોલીને બેનર્જી જરા ગુસ્સો કરીને જ, પોતાની વસ્તુઓ ઉપાડી લઈ ચાલતા થયા.

રમેશ પાછો આવીને ઘરમાં દાખલ થયો કે તરત જ એક સજ્જને ઉતાવળા ઉતાવળા હાથમાંનો હુક્કો એક બાજુએ મૂકી દઈ એકદમ પગની પાસે આવી તેને પ્રણામ કર્યાં. ઊઠીને કહ્યું,—"હું વનમાળી પાડુઈ છું—ગામની નિશાળનો હેડમાસ્તર છું. બે દિવસ આવ્યો પણ તમે મળ્યા નહિ. એટલે વિચાર કર્યો—"

રમેશ આદરપૂર્વક પાડુઈ મહાશયને ખુરશી ઉપર બેસાડવા ગયો. પણ તે સંભ્રમપૂર્વક ઊભા જ રહ્યા, બોલ્યા,— "જી, હું તો આપનો નોકર થાઉં."

માણસ વયોવૃદ્ધ હતો અને બીજું ગમે તેમ હો, પણ નિશાળનો શિક્ષક હતો. તેના આ અતિ વિનીત અને

કુંઠિત વ્યવહારથી રમેશના મનમાં એક જાતની અશ્રદ્ધા ઉત્પન્ન થઈ. તે કેમે કર્યો ખુરશી ઉપર બેસવા તૈયાર થયો નહિ. ઊભો ઊભો જ પોતાને કહેવાનું હતું તે કહેવા લાગ્યો. આ તરફ માત્ર આ જ એક નાની સરખી નિશાળ મુખર્જી અને ઘોષાલ કુટુંબની મદદથી સ્થપાઈ હતી. આશરે ત્રીસ ચાળીસ વિદ્યાર્થીઓ ભણે છે. કોઈ કોઈ તો બે ત્રણ કોશથી પણ આવે છે. કંઈક સરકારની મદદ પણ મળે છે. તો પણ સ્કુલ ચાલે તેમ લાગતું નથી. બાળપણમાં રમેશ પણ કેટલોક વખત એ નિશાળમાં ભણ્યો હતો, તે તેને યાદ આવ્યું. પાડુઈ મહાશયે જણાવ્યું કે છાપરું છાવામાં ન આવે તો આવતા ચોમાસામાં નિશાળમાં કોઈ બેસી શકશે નહિ. પણ એની ફિકર પછીથી કરાશે તો પણ ચાલશે, આજે તો મુખ્ય પ્રશ્ન એ ઊભો થયો છે કે ત્રણ મહિનાથી કોઈ શિક્ષકને પગાર મળ્યો નથી—એટલે ગાંઠનું ખાઈ ને હવે કોઈ કામ કરી શકે તેમ નથી.

સ્કૂલની વાત નીકળતાં રમેશ એકદમ જાગ્રત થઈ ગયો. હેડમાસ્તર મહાશયને દિવાનખાનામાં લઈ જઈ એકે એકે બધી વાત કઢાવવા માંડી. ચાર માસ્તરો છે. અને તેમની હાડતૂટ મહેનતને પરિણામે સરેરાશ બે વિદ્યાર્થીઓ દર વર્ષે પ્રાથમિક પરીક્ષામાં પાસ થતા આવ્યા છે. તેમનાં નામ ઠામ વગેરે વર્ણન ગોખી રાખ્યાં હોય તેમ, પાડુઈ મહાશય બોલી ગયા. છોકરાઓ પાસેથી જે કાંઈ મળે તેમાંથી નીચલા વર્ગના બે શિક્ષકોનું જેમ તેમ પૂરું થાય અને

સરકારની મદદમાંથી બીજા એક જણનું પૂરું થાય. માત્ર એક જણનો પગાર ગામમાં અને બહારથી ફાળો ઉઘરાવી મેળવવો પડે છે. આ ફાળો ભેગો કરવાનું કામ પણ શિક્ષકોને માથે જ છે. તેઓ છેલ્લા ત્રણ ચાર મહિનાથી ઘેરે ઘેર દસ બાર વાર આંટા મારી આવ્યા તો પણ સાત રૂપિયા ચાર આનાથી વધુ મેળવી શકયા નથી.

આ વાત સાંભળીને રમેશ સ્તબ્ધ થઈ ગયો. પાંચ છ ગામ વચ્ચે આ એકની એક નિશાળ! અને એ પાંચ છ ગામોમાં ત્રણ ચાર મહિના ફર્યા ત્યારે માત્ર સવા સાત રૂપિયા મળ્યા!

રમેશે પૂછ્યું.—"તમારો પગાર કેટલો"?

માસ્તરે કહ્યું "રસીદ લખી આપવી પડે છવ્વીસ રૂપિયાની અને મળે તેર રૂપિયા પંદર આના." વાત રમેશને બરાબર સમજાઈ નહિ—તે તેના મોં તરફ જ જોઈ રહ્યો. માસ્તર આ સમજી જઈને બોલ્યો,—"જી, એ તો સરકારનો હુકમ છે ને એટલે છવ્વીસ રૂપિયાની રસીદ લખી આપી સબ ઈન્સ્પેકટર સાહેબને બતાવવી પડે છે. નહિ તો સરકારી મદદ બંધ થઈ જાય. બધા જ જાણે છે. આપ કોઈ પણ વિદ્યાર્થીને પૂછજો ને એટલે ખબર પડશે. હું કંઈ જૂઠું નથી બોલતો."

રમેશે ઘણીવાર સુધી મૂંગા રહી પૂછ્યું,—"આથી વિદ્યાર્થીઓ આગળ તમારી માનહાનિ થતી નથી"?

માસ્તર શરમાયો, બોલ્યો,—" શું કરવું રમેશબાબુ ? વેણીબાબુ આ થોડા રૂપિયા આપવાને પણ નારાજ છે."

"તેઓ જ કારભારી હશે."

માસ્તરે પહેલાં તો જરા આનાકાની કરી. પરન્તુ બોલ્યા વિના તેને છૂટકો ન હતો. એટલે તેણે ધીમે ધીમે જણાવ્યું કે તેઓ જ સેક્રેટરી છે એ ખરું. તેઓ એક પૈસો પણ કદી ખરચતા નથી. જદુ મુખર્જી મહાશયની કન્યા—લક્ષ્મીનો અવતાર છે એ તો—એમની જો દયા ન હોત તો નિશાળ ક્યારની ઊઠી ગઈ હોત. આ વર્ષે પણ છાપરું છવરાવી આપવાનું વચન આપી એકાએક શા માટે બધી મદદ બંધ કરી દીધી છે, એનું કારણ કોઈ કહી શકતું નથી."

રમેશે ઉત્સુક થઈને રમા સંબંધે બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછી આખરે પૂછ્યું,—" તેમનો એક ભાઈ આ નિશાળમાં ભણે છે, નહિ ?"

માસ્તરે કહ્યું,—" જતીન ને ? ભણે છેસ્તો."

રમેશે કહ્યું,—" તમારે નિશાળનું મોડું થાય છે. આજ આપ જાઓ. કાલે હું તમારે ત્યાં આવીશ."

"જેવી આજ્ઞા" બોલીને હેડમાસ્તર ફરી એક વાર રમેશને પ્રણામ કરી બેળે બેળે તેના પગની રજ સાથે લઈ વિદાય થયો.

વિશ્વેશ્વરીની તે દિવસની વાત, તે દિવસે જ દસે ગામમાં ફેલાઈ ગઈ હતી. વેણી પોતે કોઇના મોં ઉપર કઠોર શબ્દ કહી શકતો ન હતો. એટલે તે જઈને રમાની માસીને બોલાવી લાવ્યો હતો. પ્રાચીનકાળમાં કહે છે કે તક્ષકે એક દંશથી વિરાટ અશ્વત્થ બાળીને ખાખ કરી નાખ્યો હતો. આ માસી પણ તે દિવસે સવારના પહોરમાં ઘરમાં આવી જે વિષ વરસાવી ગયાં, તેથી વિશ્વેશ્વરીનો હાડમાંસનો દેહ લાકડાનો નહોતો તેથી હો, કે પછી આ સમય પ્રાચીન સમય નથી તેથી હો, પણ બળીને ખાખ થઈ ગયો નહિ. બધુંય અપમાન વિશ્વેશ્વરીએ મૂંગે મોઢે સહી લીધું. કારણ આ તેમના પુત્રે જ કરાવ્યું છે એ વાત તેમનાથી અજાણી રહી નહોતી. ગુસ્સામાં એકાદ વાતનો જવાબ દેવા જતાં યે રખેને આ સ્ત્રીના મોઢામાંથી પોતાના

છોકરાની વાત જ સૌ પહેલાં બહાર પડે અને તે રમેશને કાને જાય એની ભયંકર લજ્જા અને ભીતિને લીધે જ બધો વખત તેઓ સ્તબ્ધ થઈને બેસી રહ્યાં હતાં.

તો પણ, ગામડાંમાં કશું જ છૂપું રહી શકતું નથી. રમેશે પણ સાંભળ્યું. જેઠાઈમાને વિષે તેના મનમાં પહેલેથી જ ચિંતા રહ્યા કરતી હતી અને એ વાતને લીધે માદીકરા વચ્ચે કલહ થશે. એવી ધાસ્તી પણ તેને હતી. પરંતુ વેણી બહારના માણસને પણ ઘરમાં બોલાવી લાવી પોતાની માનું આવું અપમાન કરાવશે અને તેને સંતાપ દેશે, એ વાત પહેલાં તો તેને તદ્દન કલ્પનાતીત લાગી. અને બીજી જ ક્ષણે તેના ક્રોધનો અગ્નિ જાણે બ્રહ્મરંધ્ર ભેદીને જ્વાળા પ્રસારવા લાગ્યો. તેને મનમાં થયું કે પેલે ઘેર દોડી જઈને જે મોઢામાં આવે તે બોલી નાંખી વેણી સાથે ગાળાગાળી કરી આવું. કારણ જે માણસ માનું આવી રીતે અપમાન કરે તેનું અપમાન કરવામાં કોઈ પણ જાતનો વિચાર કરવાની જરૂર નથી. પણ બીજી જ ક્ષણે તેને થયું કે એવું ન થાય. કારણ કે જેઠાઈમાના અપમાનની માત્રા આવું કરવાથી ઘટવાને બદલે ઊલટી વધશે. તે દિવસે દીનુ પાસે અને કાલે માસ્તરને મોઢે જે વાત સાંભળી હતી તેથી રમા પ્રત્યે તેના મનમાં એક પ્રકારની ભારે શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી. ચારે બાજુએ સંપૂર્ણ મૂઢતા અને હજારો પ્રકારની હીન ક્ષુદ્રતાની વચ્ચે એક જેઠાઈમાના હૃદય સિવાય આખું ગામ અંધારમાં ડૂબી ગયું છે, એવો જ્યારે તેનો દૃઢ વિશ્વાસ થયો હતો, ત્યારે આ મુખર્જી કુટુંબ તરફ

જોતાં સહેજ પ્રકાશના આભાસથી—પછી તે ગમે તેટલો તુચ્છ અને ક્ષુદ્ર હોય, તો પણ—તેના મનમાં આનંદ ઉત્પન્ન થયો હતો. પરંતુ વળી આજે આ બનાવથી તેના મનમાં રમા પ્રત્યે ઘૃણા અને અણગમો ઉત્પન્ન થયાં. વેણીની સાથે આ બે માસી અને ભાણજીએ મળીને આ અન્યાય કર્યો છે એ વિષે તેને લેશ પણ સંશય રહ્યો નહિ. પરંતુ આ બે સ્ત્રીઓની વિરુદ્ધ શાં પગલાં લેવાં અને વેણીને પણ શી રીતે સજા કરવી તે પણ તેને સૂઝયું નહિ.

એવામાં એક બનાવ બન્યો. મુખર્જી અને ઘોષાલ કુટુંબની કેટલીક મિલકત હજુ વહેંચાઈ નહોતી. આચાર્યના ઘરની પાછળ 'ગડ' નામે જે એક તળાવ હતું તે પણ આ રીતે બંનેની સહિયારી મિલકત હતી. એક વખતે તો એ ખાસું મોટું હતું. ધીમે ધીમે મરામતને અભાવે પુરાતું પુરાતું અત્યારે એક સાધારણ ખાબોચિયા જેવું બની ગયું હતું. સારી માછલી તેમાં ઊછેરવામાં આવતી ન હતી. તેમજ તેમાં હતી પણ નહિ. 'કોઈ,' 'માગુર,' વગેરે જે માછલીઓ એની મેળે જ થાય છે, તે જ થોડી ઘણી હતી. ભૈરવ હાંફતો હાંફતો આવીને હાજર થયો. બહાર ચંડીમંડપની પાસેના ઓરડામાં ગુમાસ્તો ગોપાલ સરકાર હિસાબ લખતો હતો. ભૈરવે ઉતાવળા ઉતાવળા કહ્યું,—"સરકાર* મહાશય, માણસ મોકલ્યું નહિ? ગડમાંથી માછલાં પકડાવે છે ને!"

---

* મુનીમ્.

સરકારે કલમ કાને ખોસી ઊંચું જોઈ પૂછ્યું,—"કોણ પકડાવે છે?"

"કોણ વળી,? વેણી બાબુનો ચાકર ઊભો છે, મુખર્જીને ત્યાંનો હિંદુસ્તાની દરવાન પણ છે. માત્ર તમારું જ માણસ નથી. જલદી મોકલો."

ગોપાલે સહેજ પણ ચંચળતા બતાવી નહિ. બોલ્યો, "અમારા બાબુ માંસ મચ્છી ખાતા નથી."

ભૈરવ બોલ્યો,—"છો ને નથી ખાતા. પણ પોતાનો ભાગ તો લેવો જોઈએ ને?"

ગોપાલે કહ્યું,—"આપણે તો ઇચ્છીએ જ છીએ, ને બાબુ જીવતા હોત તો તેમને પણ એ જ ગમત. પણ રમેશબાબુ જરા જુદા પ્રકારના છે." એમ કહીને ભૈરવના મોં પર વિસ્મયની રેખા જોતાં સહેજ હસી, મશ્કરીને અવાજે બોલ્યો,—"અરે, આ બે ચાર શીંગી, માગુર માછલીમાં તે શું બળ્યું છે, આચાર્ય મહાશય! પેલે દહાડે હાટની ઉત્તર તરફનું પેલું મોટું આમલીનું ઝાડ કપાવી એ બંને ઘરવાળાંએ વહેંચી લીધું. અમને લાકડાનું એક છોડું સુદ્ધાં આપ્યું નહિ. મેં દોડી આવીને બાબુને કહ્યું, ત્યારે તેમણે ચોપડીમાંથી એકવાર જરા ઊંચું જોઈ હસી ફરી વાંચવા માંડ્યું. ત્યાર પછી જરા આગ્રહ કરતાં, ચોપડી બંધ કરી એક બગાસું ખાઈ બોલ્યા,—'લાકડું? તે શું બીજાં આમલીનાં ઝાડ છે જ નહિ?'

"સાંભળો વાત! મેં કહ્યું,—'બહુએ છે, પણ હકનો ભાગ શા માટે છોડીએ? અને કોણ વળી એમ છોડે?' રમેશબાબુએ ફરી ચોપડી ઉઘાડી પાંચેક મિનિટ સુધી મૂંગા રહી કહ્યું,—'એ વાત સાચી. પરંતુ એવાં નજીવાં લાકડાં માટે તે કંઈ ઝગડો કરવા જવાય?'"

ભૈરવ અતિશય વિસ્મય પામી બોલ્યો,—"શું કહો છો?"

ગોપાલ સરકાર મૃદુ હાસ્ય કરી એક બે વાર માથું હલાવી બોલ્યો,—"ખરું કહું છું આચાર્ય મહાશય, ખરું કહું છું. હું તે દિવસનો જ સમજી ગયો છું, ખોટું શા માટે કહું? આ ઘરની લક્ષ્મી તો તારિણી ઘોષાલની સાથે જ સીધાવી ગઇ."

ભૈરવ થોડી વાર ચૂપ રહી બોલ્યો,—"પણ આ તળાવ તો મારા ઘરની પાછળ જ છે. મારે તો ખબર આપવી જોઈએ ને?"

ગોપાલ બોલ્યો,—"સારું મહારાજ. કહી આવો ત્યારે. આખો દિવસ ચોપડી વાંચ્યા કર્યે અને ભાગિયાઓથી આમ ડરતા ફર્યે તે કંઈ મિલકત સચવાવાતી હશે? જદુ મુખર્જીની દીકરી બાઈ માણસ છે. તે સુદ્ધાં આ સાંભળીને હસી હસીને ગૂંછળું વળી જાય છે. ગોવિંદ ગાંગુલીને બોલાવીને—કહે છે કે—પેલે દિવસે મશ્કરી કરી હતી, 'રમેશ બાબુને કહેજો કે માસિક અમુક રકમ લેવાની કરીને મિલકત બધી મારા હાથમાં સોંપી દે.' આના કરતાં તે શરમની વાત બીજી

શી હોય ?" એમ કહી ગોપાલ ગુસ્સાથી અને દુઃખથી મોઢું વાંકું કરી પોતાને કામે વળગ્યો.

ઘરમાં કોઈ બાઈ માણસ નહિ. બધે જ ખુલ્લા દરવાજા. ભૈરવ અંદર આવીને જુએ છે, તો રમેશ સામેના વરંડામાં એક ભાંગેલી આરામ ખુરશી ઉપર પડ્યો છે. રમેશને તેના કર્તવ્યકર્મમાં ઉત્તેજિત કરવાને, તેણે મિલકતની જાળવણી સંબંધે એક નાની સરખી પ્રસ્તાવના કરી વાત ઉપાડી કે તરત જ, રમેશ બંદૂકની ગોળી વાગતાં ઊંઘતો વાઘ જેમ ગરજી ઊઠે તેમ બોલ્યો,—" રોજ ને રોજ ચાલાકી,ભજુઆ ?"

તેના આ અકલ્પ્ય અને જેની લેશ પણ આશા નહોતી રાખી એવા આ ઉગ્રભાવથી ભૈરવ ગભરાઈ ગયો. આ 'ચાલાકી' કોની એ જ તેને સમજાયું નહિ. ભજુઆ, એ રમેશનો ગોરખપુર જીલ્લાનો નોકર હતો. અત્યંત બળવાન અને વિશ્વાસુ. લાઠીના દાવ તે રમેશ પાસે જ શીખ્યો હતો. પોતાનો હાથ બેસાડવા માટે રમેશે પોતે શીખી રહ્યા પછી તેને શીખવ્યું હતું. ભજુઆ હાજર થતાં જ રમેશે તેને સીધો હુકમ આપી દીધો,—" બધી માછલી પકડી લાવ. કોઈ જો આડે આવે તો તેના વાળ પકડી અહીં ખેંચી લાવ, અને જો લાવી શકાય તેમ ન હોય તો ઓછામાં ઓછા તેના દાંત તો તોડી જ પાડવા." ભજુઆને તો એ જ જોઇતું હતું. તે તેની તેલ પાયેલી લાઠી લેવાને મૂંગે મોઢે ઘરમાં ગયો. મામલો જોઈને ભૈરવ બીકથી થરથરવા લાગ્યો. તે બંગાળાનો ઢીલો પોચો આદમી હતો. બૂમબરાડા, કે હાંકાહાંકથી તે

બિલકુલ બીતો ન હતો. પરંતુ આ અતિશય મજબૂત બાંધાનો હિંદુસ્તાની કશું બોલ્યો નહિ, માત્ર એક વાર માથું હલાવી ચાલ્યો ગયો, તેથી ભૈરવનું તાળવું સુદ્ધાં સુકાઈ ગયું. તેને યાદ આવ્યું કે જે કૂતરું ભસતું નથી તે અચૂક કરડે છે. ભૈરવ સાચો હિતૈષી હતો એટલે તે ખબર આપવાને આવ્યો હતો, કે જેથી વેળાસર ત્યાં પહોંચી જઈ જરા બોલાચાલી કર્યે બે ચાર 'કોઈ,' 'માગુર' મળી જાય તો સારું. ભૈરવ પોતે પણ મદદ કરવાનું ધારીને આવ્યો હતો. પરંતુ ક્યાં, એમાંનું કશું જ તો થયું નહિ. શેઠે જો કે હોંકારો કર્યો પણ નોકરે તો હોઠ સુદ્ધાં હલાવ્યો નહિ અને એમ ને એમ લાઠી લેવા ઊપડી ગયો. ભૈરવ ગરીબ માણસ. ફોજદારીમાં સંડોવાવા જેટલી તેનામાં હિંમત પણ નહોતી, તેનો વિચારે નહોતો. થોડીવારમાં લાંબી લાઠી હાથમાં લઈને ભજુઆ ઘરની બહાર નીકળ્યો, અને તે લાઠી માથે અડાડી દૂરથી રમેશને પ્રણામ કરી ઊપડવાની તૈયારી કરતો હતો, એવામાં ભૈરવ એકાએક રડી પડયો, અને રમેશના બે હાથ પકડયા. "ઓ રે ભોજા, જઈશ નહિ. ભાઈ રમેશ, તું બચાવ ભાઈ, હું તો ગરીબ માણસ છું. એક ક્ષણ પણ જીવતો નહિ રહું."

રમેશે ચિડાઈને હાથ છોડવી લીધા. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ભજુઆ આભો બનીને પાછો આવી ઊભો રહ્યો. ભૈરવ ગદ્‌ગદ્ કંઠે બોલવા લાગ્યો,—"આ વાત છૂપી નહિ રહે, ભાઈ. વેણીબાબુ જો ગુસ્સે થયા તો એક

દિવસ પણ જીવવા નહિ દે. મારાં ઘરબાર બધું બળી જશે, ભાઈ! બ્રહ્મા વિષ્ણુ આવશે તોય બચાવી નહિ શકે."

રમેશ તીચું જોઈ સ્તબ્ધ થઈ ને બેસી રહ્યો. ધાંધલ સાંભળી ગોપાલ સરકાર ચોપડો નાખી અંદર આવી ઊભો હતો, તે ધીમે ધીમે બોલ્યો,—"બાબુ, વાત સાચી છે." રમેશે તેનો પણ કશો જવાબ દીધો નહિ. માત્ર હાથ હલાવી ભજુઆને તેને પોતાને કામે જવાનો હુકમ કરી, પોતે પણ મૂંગે મોંએ ઓરડામાં ચાલ્યો ગયો. તેના હૃદયમાં ભૈરવ આચાર્યની આ હદપારની બીક અને કાયર વાણીએ કેવો ભીષણ ઝંઝાવાત જગાડયો તે કેવળ અંતર્યામીએ જ જોયું.

## ૭

"અરે ઓ જતીન, રમ્યા કરે છે કે? નિશાળે જવું નથી?"

"અમને આજ ને કાલ બે દિવસ રજા છે, દિદિ."

આ શબ્દો માસીને કાને જતાં કદ્રુપું મોં વધુ બગાડીને બોલ્યાં,—"બળ્યા મોંની ઇસકુલમાં મહિનામાં પંદર દહાડા તો રજા.! તું છે તેમાં એની પાછળ રૂપિયા ખરચે છે. હું જો હોત તો ક્યારની ફૂંકી મૂકત." એમ બોલીને પોતાને કામે ચાલ્યાં ગયાં.

માસી, સોળેસોળ આના જૂઠાબોલાં છે એમ કહી જેઓ તેમની નિંદા કરતા તેઓ ભૂલ કરતા હતા. આવી એકાદ સાચી વાત પણ તેઓ બોલી શકતાં. અને જરૂર પડયે કહેવામાં પણ તે પાછાં પડતાં નહિ.

રમાએ નાનાભાઈને પાસે ખેંચી લઈ ધીમે ધીમે પૂછયું—"શાની રજા છે જતીન?"

જતીન દિદિના ખોળામાં લપાઈને ઊભો રહી બોલ્યો,—"અમારી નિશાળનું છાપરું છવાય છે ને! ત્યાર પછી છોવાનું કામ થશે. કેટલી બધી ચોપડીઓ આવી છે! ચાર પાંચ ખુરશી, ટેબલ, એક કબાટ, એક ખૂબ મોટી ઘડિયાળ—એક દિવસ તું આવીને જોઈ જાને, દિદિ!"

રમા અત્યંત આશ્ચર્ય પામીને બોલી,—"શું કહે છે?"

"હા દિદિ, સાચે જ. રમેશ બાબુ આવ્યા છે ને, તેઓ બધું કરાવી આપે છે." એમ કહીને બાળક બીજું પણ કંઈ કંઈ કહેવા જતો હતો, પણ સામે માસીને આવતી જોઈ રમા ઉતાવળે ઉતાવળે તેને લઈ પોતાના ઓરડામાં ચાલી ગઈ. હેતપૂર્વક પાસે બેસાડીને, પ્રશ્ન પૂછી પૂછીને, આ નાના ભાઈને મોઢેથી તેણે રમેશ અને સ્કૂલ સંબંધે ઘણી વાત જાણી લીધી. રોજ એક બે કલાક તેઓ જાતે ભણાવી જાય છે તે પણ જાણ્યું. એકાએક પૂછ્યું,—"હેં રે જતીન, તને તેઓ ઓળખી શકે છે?"

બાળકે સગર્વ માથું હલાવી કહ્યું,—"હા."

"તું તેમને શું કહીને બોલાવે છે?"

આ વખતે જતીન જરા મુશ્કેલીમાં આવી પડયો. કારણ એટલા બધા ગાઢ સંબંધનું સૌભાગ્ય અને હિંમત આજે પણ તેને પ્રાપ્ત થયાં ન હતાં.

તેઓ આવતાં વેંત જ આવા જબરદસ્ત હેડમાસ્તર સુદ્ધાં એવા તો હાંફળાફાંફળા થઈ જતા, કે વિદ્યાર્થીઓના

ભય અને વિસ્મયનો પાર રહેતો નહિ. બોલાવવાની વાત તો દૂર રહી, પણ એ લોકોમાંથી કોઈ તેમના તરફ જોવાની સુદ્ધાં હિંમત કરતું નહિ. પણ એ વાત દિદિ આગળ કબૂલ કરવી એ પણ સહેલું નહોતું. એટલે તેણે બુદ્ધિ વાપરી કહ્યું,—" અમે છોટોબાબુ કહીએ છીએ. "

પરંતુ તેના મોં ઉપરનો ભાવ જોઈ રમા બધું સમજી ગઈ. તે ભાઈને વધુ પાસે છાતી સરસો ખેંચી લઈ હસીને બોલી,—" છોટોબાબુ વળી કેવા ? એ તો તારા દાદા * થાય. વેણીબાબુને જેમ બડોદા કહીને બોલાવે છે તેમ એમને છોટોદા કહીને બોલાવતાં શું થાય છે ? "

બાળક વિસ્મય અને આનંદથી ઉત્સાહમાં આવી ગયો—" મારા દાદા થાય ? સાચું કહે છે, દિદિ ? "

" ત્યારે શું ખોટું કહું છું ? " એમ કહીને રમા ફરી જરા હસી.

હવે જતીનને પકડી રાખવો મુશ્કેલ થઈ પડયું. આ ખબર સાથીઓમાં ફેલાવવાનું મળે તો જ તેનો જીવ હેઠો પડે ! પરંતુ નિશાળ બંધ હતી તેનું શું ? આ બે દિવસ તો તેણે ગમે તે ઉપાયે ધીરજ રાખવી જ પડશે. તો પણ જે છોકરાઓ આસપાસના મહોલ્લામાં રહેતા હોય તેમને કહ્યા વિના શી રીતે રહેવાય ? તે ફરી એકવાર અકળાઈ જઈને બોલ્યો,—" હવે જાઉં, દિદિ ? "

---

* મોટા ભાઈ.

"બપોરી વખતે ક્યાં જવું છે?" એમ કહીને રમાએ તેને પકડી રાખ્યો.

જવાયું નહિ એટલે જતીને થોડીવાર મોં કટાણું કરી, મૂંગા રહી પૂછ્યું,—"આટલા દિવસ તે ક્યાં હતા, દિદિ?"

રમાએ હેતભર્યે અવાજે કહ્યું,—"આજ સુધી ભણવા માટે બહારગામ રહેતા હતા. તું મોટો થશે ત્યારે તારે પણ એમ બહારગામ રહેવું પડશે. મારા વિના રહેવાશે કે, જતીન!" કહીને પોતાના નાનકડા ભાઈને ફરી એકવાર છાતી સરસો ચાંપ્યો. બાળક હોવા છતાં પણ, તેની દિદિના અવાજમાં કંઈક વિચિત્ર ફેરફાર થયેલો જોઈ અચંબો પામી તે તેના મોં તરફ જોઈ રહ્યો. કારણ, રમાને આ તેનો નાનકડો ભાઈ જીવ જેવો વહાલો હતો. તો પણ તેની વાણીમાં અને વર્તનમાં આવો લાગણીનો ઊભરો કદી પ્રગટ થયો ન હતો.

જતીને પૂછ્યું,—"છોટોદાનું બધું ભણવાનું પૂરું થઈ ગયું, દિદિ?"

રમાએ એવાને એવા સ્નેહકોમલ કંઠે જવાબ દીધો,—"હા ભાઈ, તેમનું બધું ભણવાનું પૂરું થઈ ગયું છે."

જતીને વળી પૂછ્યું,—"તમે શી રીતે જાણ્યું?"

જવાબમાં રમાએ માત્ર એક નિઃશ્વાસ નાખી, માથું હલાવ્યું. ખરી રીતે તો એ વિષે તેને અથવા તો ગામના

બીજા કોઈને કશી જ ખબર ન હતી. તેનું અનુમાન ખરું જ પડશે એવું પણ નહોતું. પરંતુ કોણ જાણે શી ય રીતે તેને ચોક્કસ એમ થઈ ગયું હતું, કે જે માણસ પારકાંના છોકરાના વિદ્યાભ્યાસને માટે આ થોડા જ વખતમાં, આટલો બધો જાગ્રત થઈ ગયો છે, તે જાતે કદી અભણ ન હોય.

જતીને આ સંબંધે વધુ જીદ કરી નહિ. કારણ એટલામાં જ એકાએક તેના મગજમાં એક નવો જ પ્રશ્ન જાગતાં તે ચટ દઈને પૂછી બેઠો,—"વારુ, દિદિ, છોટાદા કેમ આપણે ઘેર આવતા નથી? બડોદા તો રોજ આવે છે."

આ પ્રશ્ન કોઈ આકસ્મિક તીક્ષ્ણ વ્યથાની માફક રમાના અંગપ્રત્યંગમાં વીજળીવેગે પ્રસરી ગયો. પરંતુ તેમ છતાં હસીને બોલી,—"તને તેમને બોલાવી લાવતાં શું થાય છે?"

"હમણાં જ જાઉં દિદિ?" એમ બોલીને તરત જ જતીન ઊઠીને ઊભો થયો.

"અરે, તું તે કેવો ગાંડો છોકરો છે?" એમ કહીને રમાએ આંખના પલકારામાં તેના ભયવ્યાકુલ બાહુ લંબાવી તેને જકડી લીધો. "ખબરદાર, જતીન, કદી એવું કરીશ નહિ, ભાઈ, કદી નહિ." કહીને ભાઈને તેણે જોરથી છાતી સરસો દાબી રાખ્યો. તેના હૃદયના ઉતાવળા ધબકારા સ્પષ્ટ સાંભળી, જતીન બાળક હોવા છતાં પણ આ વખતે ભારે વિસ્મયથી તેના મોં તરફ જોઈ મૂંગો રહ્યો. એક તો તેને આવું કરતાં પહેલાં કદી તેણે જોઈ ન હતી, તે ઉપરાંત

છોટોબાબુ એ છોટોદાદા છે એવું જાણી જ્યારે તેનું પોતાનું મન બીજે જ માર્ગે ચડયું હતું, ત્યારે દિદિ શા માટે તેમનાથી આટલી બધી બીએ છે, એ તેને કેમે કર્યું સમજાયું નહિ. એવામાં માસીની બૂમ સંભળાતાં વેંત જ, રમા જતીનને છોડીને ઉતાવળી ઉતાવળી ઊભી થઈ ગઈ. તરત જ માસી પોતે આવી બારણા સામે ઊભાં રહી બોલ્યાં,—"મેં ધાર્યું, રમા ઘાટ પર નાહવા ગઈ હશે. આજે અગિયારશ છે એટલે શું અત્યાર સુધી શરીર ઉપર પાણીય રેડવું નહિ? મોઢું સુકાઈને છેક કાળું પડી ગયું છે."

રમાએ પરાણે પરાણે જરા હસીને કહ્યું,—"તમે જાઓ માસી. હું હમણાં જ આવું છું."

"આવવાની વળી ક્યારે? બહાર નીકળીને જો તો ખરી, વેણીને ત્યાંનાં માછલાંનો ભાગ વહેંચવા આવ્યાં છે."

માછલીનું નામ સાંભળી જતીન દોડતો ચાલ્યો ગયો. માસી ન જુએ એમ રમા છેડાવતી મોઢું જોરથી લૂછી નાખી, તેમની પાછળ પાછળ બહાર આવી પહોંચી. આંગણામાં ભારે કોલાહલ મચ્યો હતો. માછલી કંઈ છેક ઓછી પકડાઈ નહોતી. ખાસી એક મોટો ટોપલો ભરીને હતી. ભાગ પાડવા માટે વેણી પોતે જ આવ્યો હતો. મહોલ્લાનાં છોકરાં બીજે ક્યાંય ન હતાં—સાથે સાથે આવી, વીંટી વળી ઊભાં ઊભાં નકામી ધાંધલ મચાવતાં હતાં.

ખાંસીનો અવાજ સંભળાયો. બીજી જ ક્ષણે "કેવી માછલી પકડાઈ, વેણી?" બોલતા બોલતા, હાથમાં લાકડી લઈને, ધર્મદાસ દાખલ થયા.

"ક્યાં કશી પકડાઈ છે ?" કહીને વેણીએ મોં કટાણું કર્યું. માછીને બોલાવી કહ્યું,—"વાર શેનો કરે છે રે ? જલદી જલદી બે ભાગ કરી નાખ ને," માછી ભાગ કરવા મંડ્યો !

"શું ચાલે છે, રમા ? ઘણા દિવસ અવાયું નહિ. મેં'કું બેનની જરા ખબર લેતો જાઉં—" બોલતા બોલતા ગોવિંદ ગાંગુલી ઘરમાં દાખલ થયા. "આવો" કહીને રમા સહેજ વ્યંગમાં હસી.

"અરે, આટલી બધી ભીડ શાની છે રે ?" બોલતા ગાંગુલી આગળ જઈ એકાએક જાણે આશ્ચર્યચકિત થઈ ગયા. "વાહ ! સાચે જ, માછલી કંઈ થોડી પકડાઈ નથી. મોટા તળાવમાં જાળ નાખી લાગે છે." આ બધા પ્રશ્નના ઉત્તર આપવાની કોઈને જ જરૂર લાગી નહિ. બધા માછલી વહેંચવામાં જ મશગુલ રહ્યા. અને થોડા જ વખતમાં તે કામ પૂરું થઈ ગયું. વેણીએ પોતાનો લગભગ આખોય ભાગ ચાકરને માથે ચડાવી દઈ, માછીને આંખથી ઇશારો કરી ઘેર જવાની તૈયારી કરી. અને મૂખર્જી કુટુંબની જરૂરિયાત ઓછી હોવાને લીધે હાજર રહેલા બધા જ રમાના ભાગમાંથી યોગ્યતા પ્રમાણે થોડું થોડું લઈ ઘેર જવાની તૈયારી કરતા હતા, એવામાં બધા જ જોઈને નવાઈ પામ્યા કે રમેશ ઘોષાલનો પેલો ઢીંગણો હિંદુસ્તાની ચાકર તેના માથા જેટલી ઊંચી વાંસની લાઠી હાથમાં લઈ એકદમ આંગણામાં આવીને ઊભો છે. એ માણસનો ચહેરો એવો તો દુશ્મન જેવો હતો

કે સૌ પહેલો તે જ નજરે ચડે. અને એકવાર નજરે પડે કે સદા યાદ રહી જાય. ગામના નાના મોટા બધાએ જ તેને ઓળખી લીધો હતો. એટલું જ નહિ પણ તેને વિષે જાત જાતની અજબ ગજબ વાતો પણ ધીમે ધીમે ફેલાવા લાગી હતી, અને લોકો તે માનવા પણ લાગ્યા હતા. આટલાં બધાં માણસોમાં રમા જ ઘરની કર્તાહર્તા છે, એ એણે શી રીતે જાણી લીધું એ એ જ જાણે. દૂરથી ઝૂકીને સલામ કરી "માજી" કહીને સંબોધન કરી પાસે આવીને ઊભો. તેનો ચહેરો ગમે તેવો હોય, તેનો અવાજ સાચે જ ભયાનક હતો—અતિશય જાડો અને ખોખરો હતો. ફરી એક સલામ કરી હિંદી બંગાળી મિશ્રિત ભાષામાં ટૂંકમાં જણાવ્યું,—"હું રમેશ બાબુનો નોકર છું અને માછલીના ત્રણ ભાગમાંનો એક ભાગ લેવા આવ્યો છું."

રમા, વિસ્મયને લીધે હોય કે તેની યોગ્ય વિનંતિ વિરુદ્ધ કંઈ બોલવાનું ન જડવાને લીધે હોય—એકાએક જવાબ દઈ શકી નહિ. ભજુઆએ એકદમ ડોકું ફેરવી વેણીના નોકરને ઉદ્દેશી ગંભીર અવાજે કહ્યું,—"એઈ, જાઓ મત." ચાકર ભયથી ચાર ડગલાં પાછળ હઠી ઊભો.

અર્ધી મિનિટ સુધી બધું શાંત રહ્યું. પછી વેણીએ હિંમત કરી. જ્યાં ઊભો હતો ત્યાંથી જ બોલ્યો,—"શાનો ભાગ ?"

ભજુઆએ તરત જ તેમને સલામ કરી માનપૂર્વક કહ્યું,—"બાબુજી, આપકા નહિ પૂછા."

માસી દૂર ઓટલા ઉપરથી તીક્ષ્ણ કંઠે ઝાંઝે ભરાઈ બોલ્યાં,—"શું છે બાપુ, મારીશ કે શું ?"

ભજુઆ ક્ષણભર તેમના તરફ જોઈ રહ્યો. બીજી જ ક્ષણે તેના ખોખરા કંઠના ભયંકર હાસ્યથી ઘર ભરાઈ ગયું. થોડીવાર પછી હસવું અટકાવી જાણે જરા શરમાઈ ફરીથી રમા તરફ જોઈ બોલ્યો,—"માજી ?"

તેની વાણીમાં અને વર્તનમાં અતિશય માન સાથે જાણે અવજ્ઞા છુપાયલી હતી. રમા એ જ વસ્તુની કલ્પના કરી, મનમાં મનમાં ચિડાઈ ઊઠી હતી. આટલી વારે બોલી, કહ્યું,—"શું જોઈએ છે તારા બાબુને ?"

રમાની ચીડ જોઈને ભજુઆ એકાએક જાણે સંકોચ પામ્યો. એટલે પોતાના કર્કશ કંઠને બને એટલો કોમળ બનાવી પોતાની વિનંતી ફરીવાર સંભળાવી. પણ વિનંતી કર્યે શું વળે ?—માછલીના તો ભાગ પડી વહેંચાઈ ગયા હતા. આટલા બધા લોકો આગળ હલકા પડવું તે પણ મુશ્કેલ, એટલે કટુ કંઠે બોલી,—"તારા બાબુનો આમાં કશો જ ભાગ નથી. જઈને કહેજે કે જે થાય તે કરી લે."

"બહુત અચ્છા, માજી" કહીને ભજુઆએ તરત જ એક લાંબી સલામ કરી વેણીના નોકરને હાથ હલાવી જવાનો ઇશારો કરી દીધો. અને પોતે પણ, એક શબ્દ સરખો બોલ્યા વિના જવાની તૈયારી કરી. તેના વર્તનથી ઘરમાં ઊભેલાં બધાં માણસો અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયાં હતાં, એવામાં એકાએક તે પાછો ફરી રમાના મોં

તરફ જોઈ હિંદી બંગાળીનું મિશ્રણ કરી, પોતાના કઠોર અવાજ માટે માફી માગી બોલ્યો,—" માજી, લોકોને મોઢે વાત સાંભળી તળાવને કાંઠેથી માછલી ઉપાડી લાવવાનો બાબુએ મને હુકમ કર્યો હતો ! બાબુજી કે હું, અમો કોઈ માંસમચ્છીને અડતા સુદ્ધાં નથી, પણ—"બોલીને તેણે પોતાની વિશાળ છાતી ઉપર હાથ ઠોકી કહ્યું,—" બાબુજીના હુકમથી આ જીવ કદાચ તળાવ કાંઠે જ આજે દેવો પડત. પરંતુ રામજીએ રક્ષા કરી. બાબુજીનો ક્રોધ શમી ગયો. મને બોલાવીને કહ્યું,—' ભજુઆ, જા, માજીને પૂછી આવ, કે એ તળાવમાં મારો ભાગ છે કે નહિ.' " એમ કહીને તેણે અતિશય માન પૂર્વક લાઠી સુદ્ધાં બંને હાથ રમાની તરફ ઊંચા કરી, પોતાને માથે અડાડી, 'નમસ્કાર કરી કહ્યું,—" બાબુજીએ કહ્યું,—' બીજા ગમે તે કહે, ભજુઆ, હું ચોક્કસ જાણું છું કે માજીની જબાનમાંથી કદી જૂઠો હરફ નીકળવાનો નથી—તે કદી પણ પારકાની વસ્તુને નહિ અડે.' " એમ કહીને તે આંતરિક સન્માનપૂર્વક વારંવાર નમસ્કાર કરી બહાર ચાલ્યો ગયો.

એ ગયો કે તરત જ વેણી સ્ત્રીના જેવા ઝીણા સ્વરે ફફડાટ કરી બોલ્યો,—" આવી રીતે ભાઈસાહેબ મિલકત સાચવવાના ! હું તમને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે આજથી હું એને એક છીપને સુદ્ધાં અડવા દેવાનો નથી. સમજીને રમા ?" એમ કહીને આનંદથી ફાટી જઈને હી હી હી કરી હસવા લાગ્યો. પણ રમાના કાને આનો એક શબ્દ

પણ પહોંચ્યો નહિ. 'માજીના મોંમાંથી કદી પણ જૂઠો શબ્દ નીકળશે નહિ.' ભજુઆનું આ વાક્ય તે વખતે તેના બંને કાનની અંદર લાખો તાળીઓનો એક સામટો ગડગડાટ મચાવી મૂકી જાણે તેનું માથું ભમાવી રહ્યું હતું. તેનું ગૌરવર્ણ મુખ, ક્ષણભર લાલ થઈ બીજી જ ક્ષણે એવું તો ધોળું પડી ગયું હતું કે જાણે ક્યાંય લોહીનો છાંટોય ન હોય. માત્ર તેને એટલું જ ભાન હતું કે આ મારો ચહેરો કોઈ ન જુએ તો સારું. એટલે તે માથાનો છેડો જરા વધુ ખેંચી લઈ, ઉતાવળે પગલે અદૃશ્ય થઈ ગઈ.

## ૮

"જેઠાઇમા"

"કોણ, રમેશ? આવ ભાઈ, અંદર આવ" કહીને, બોલાવી વિશ્વેશ્વરીએ ઝટપટ એક સાદડી નાખી આપી. ઘરમાં પગ મૂકતાં જ રમેશ ચમકી ઊઠયો. કારણ, જેઠાઇમાની પાસે જે સ્ત્રી બેઠી હતી તેનું મોં દેખાતું નહોતું, તેમ છતાં તે સમજી ગયો કે એ રમા છે. આ લોકો માસીને વચમાં રાખી અપમાન કરવામાં પણ બાકી રાખતા નથી, અને વળી બિલકુલ નિર્લજ્જની માફક એકાંતમાં આવીને બેસે છે પણ ખરાં—એ વસ્તુ યાદ આવતાં તેને ભારે દાઝ ચડી. આ તરફ રમેશના આકસ્મિક આગમનથી રમાની સ્થિતિ પણ ઓછી કફોડી થઈ ન હતી. કારણ તે આ ગામની છોકરી હતી એટલું જ નહિ પણ રમેશની સાથે તેનો સંબંધ પણ એવો હતો, કે બિલકુલ અપરિચિતની માફક ઘૂમટો તાણી લેતાં પણ તેને શરમ આવે, અને

તાણ્યા વિના સ્વસ્થ થઈ શકે તેમ પણ નહોતું. તે ઉપરાંત પેલે દહાડે માછલી બાબત ધાંધલ થઈ ગઈ હતી. એટલે બધી બાજુ સંભાળીને બને એટલી ઓથે જઈને બેઠી. રમેશે પછી તે તરફ જોયું જ નહિ. ઘરમાં બીજું કોઈ છે એ વાતની લેશ પણ પરવા કર્યા વિના ધીમેથી શાંતિપૂર્વક સાદડી ઉપર બેસી બોલ્યો,—" જેઠાઈમા ! "

જેઠાઈમા એ કહ્યું,—" એકાએક આમ બપોરી વખતે ક્યાંથી, રમેશ ? "

રમેશે કહ્યું,—" બપોરે ન આવું તો તમારી પાસે જરા પણ બેસી શકાતું નથી. તમારે કામ ક્યાં ઓછું હોય છે ? "

જેઠાઈમા તેનો વિરોધ કર્યા વિના માત્ર સહેજ હસ્યાં. રમેશ મંદહાસ્ય કરી બોલ્યો,—" બહુ વખત પહેલાં નાનપણમાં એક વખતે તમારી વિદાય લઈ ને ગયો હતો. ફરી આજે વિદાય લેવા આવ્યો છું. આ જ કદાચ છેલ્લી વિદાય હશે, જેઠાઈમા. " તેના મોં પર હાસ્ય હોવા છતાં, કંઠસ્વરમાં ભારે હૃદયનો એવો એક પ્રકારનો ખેદ પ્રગટ થતો હતો કે બંને ય વિસ્મય અને વ્યથાથી ચમકી ઊઠયાં.

" ભગવાન તને જીવતો રાખે, આવું શું બોલે છે ભાઈ ? " વિશ્વેશ્વરીની બંને આંખો જાણે છલકાઈ ગઈ. રમેશ માત્ર સહેજ હસ્યો. વિશ્વેશ્વરીએ સ્નેહાર્દ્ર કંઠે પૂછ્યું,— " શરીર શું અહીંયાં સારું રહેતું નથી, ભાઈ ? "

રમેશ પોતાના લાંબા અને અત્યંત બળશાળી શરીર તરફ એક બે વાર નજર નાખી બોલ્યો,—"આ તો હિંદુસ્તાનની દાળરોટી ખાધેલું શરીર છે, એ કંઈ એમ જરામાં ખરાબ થાય ખરું? એમ નથી. શરીર તો સારું સારું જ છે. પણ અહીં હું હવે એક ક્ષણ પણ ટકી શકું એમ નથી. મારા પ્રાણ જાણે રહી રહીને ડૂમટી ખાય છે."

શરીર બગડયું નથી એ સાંભળી વિશ્વેશ્વરીએ નિશ્ચિંત થઈ હસતે મોઢે પૂછયું,—"આ તારું જન્મસ્થાન છે. અહીં કેમ ટકાતું નથી વારુ?"

રમેશે માથું હલાવી કહ્યું,—"તે મારે કહેવું નથી, મને ખબર છે કે તમે જરૂર બધું જાણો છો."

વિશ્વેશ્વરી જરા વાર મૂંગાં રહી, સહેજ ગંભીર થઈ બોલ્યાં,—"બધું તો નહિ પણ થોડું તો જાણું છું. પરંતુ તે જ કારણે તો કહું છું, કે તું બીજે કોઈ ઠેકાણે જાય એ ચાલવાનું નથી, રમેશ."

રમેશ બોલ્યો,—"કેમ ચાલવાનું નથી, જેઠાઈમા? અહીં કોઈ મને ઈચ્છતું નથી."

જેઠાઈમાએ કહ્યું,—"ઈચ્છતું નથી એટલે જ તો હું તને બીજે કોઈ પણ ઠેકાણે ભાગી જવા દેનાર નથી. આ હમણાં દાળરોટી ખાધેલા શરીરની બડાઈ કરતો હતો તે શું ભાગી જવાને માટે?"

રમેશ મૂંગો રહ્યો. આજે તેના આખા ચિત્તમાં આજ્ઞાની વિરુદ્ધ વિદ્રોહનો અગ્નિ ભભૂકી ઊઠ્યો હતો, તેનું જરા કિંચિત્

કારણ હતું. ગામનો જે રસ્તો ઠેઠ સ્ટેશન સુધી જતો હતો તેનો એક ભાગ આઠ દશ વરસ પહેલાં વરસાદના પાણીથી તૂટી ગયો હતો. ત્યારથી એ ભંગાણ લાંબું અને ઊંડું જ થતું આવ્યું હતું. લગભગ આખું વર્ષ જ પાણી ભરાઈ રહેતું. તે જગા ઓળંગવી હોય તો બધાંને જ જરા વિચારમાં પડવું પડતું. બીજે વખતે તો જેમ તેમ ઊંચે પગે કપડાં ઊંચાં કરી બહુ જ સાવધાનીથી લોકો ઓળંગી જતા. પણ ચોમાસામાં મુશ્કેલીનો પાર રહેતો નહિ. કોઈ વર્ષે વળી બે વાંસ આડા નાખી, તો કોઈ વર્ષે વળી એકાદ ભાંગેલા તાડનું થડ આડું પાડી દઈ જેમ તેમ તેની મદદથી લોકો પડતા આખડતા હાથ પગ ભાંગી સામે પાર પહોંચતા. પરંતુ આટલું દુઃખ હોવા છતાં ગામ લોકોએ આજ સુધી તેની મરામત કરાવવાનો પ્રયત્ન કર્યો નહોતો. મરામત કરાવવામાં વીસેક રૂપિયા થઈ જવાનો સંભવ હતો. એ રૂપિયા રમેશે પોતે ન આપતાં ઉઘરાણું કરી ભેગા કરવાના પ્રયત્નમાં આઠ દસ દિવસ મહેનત કરી, પરંતુ આઠ દસ પૈસા પણ કોઈની પાસે કઢાવી શકયો નહિ. એટલું જ નહિ પણ આજે સવારે ફરીને પાછા આવતી વખતે રસ્તા ઉપર સોનીઓની દુકાનમાં આ વાતની ચર્ચા એકાએક કાને પડતાં તેણે બહાર ઊભા રહીને સાંભળ્યું, કે કોઈ એક જણ બીજો એક જણને હસતાં હસતાં કહે છે,—" એક પૈસો પણ તમો કોઈ આપશો નહિ. જોતા નથી એને પોતાને જ ગરજ બધા કરતાં વધારે છે તે? પગમાં જોડા પહેરી

ચમચમ કરતા ચાલવું જોઈએ ને? કોઈ આપશે નહિ, એટલે પોતે મરામત કરાવી લેશે, જો જો! વળી આજ લગી એ હતો નહિ એટલે શું આપણું ઈસ્ટેશને જવાનું અટકી બેઠું હતું?" વળી બીજા કોઈ એક જણે કહ્યું,—"સબૂર કરોને જરા, ચેટર્જી મહાશય કહેતા હતા, કે એને માથે હાથ ફેરવી, શીતલા દેવીનું મંદિર પણ ઠીકઠાક કરાવી લેવાશે. ખુશામત કરીને જરા 'બાબુ બાબુ' કર્યું એટલે બસ!" ત્યારથી આખી સવાર આ બે વાક્યો તેને જાણે અગ્નિની માફક બાળી રહ્યાં હતાં. જેઠાઇમાએ બરાબર એ જ સ્થાન ઉપર આઘાત કર્યો. કહ્યું,—"પેલું રસ્તાનું ભંગાણ સમરાવવાનો પ્રયત્ન કરતો હતો તેનું શું થયું?"

રમેશે ચિડાઈને કહ્યું,—"તે નહિ થાય જેઠાઇમા. કોઈએ એક પૈસો ઉઘરાણામાં આપવો નથી."

વિશ્વેશ્વરીએ હસીને કહ્યું,—"આપવો નથી એટલે શું થવાનું નહિ? તારા દાદાના તને ઘણાય પૈસા મળ્યા છે. આ થોડા રૂપિયા તો તું પોતેય આપી શકે."

રમેશ એકદમ સળગી ઊઠયો. બોલ્યો,—"હું શાનો આપું? મને ભારે દુઃખ થાય છે કે વગર સમજ્યે મેં કેટલાય રૂપિયા એ લોકોની નિશાળને માટે ખરચી નાખ્યા. આ ગામના કોઈને માટે કશું જ કરવું ન જોઈએ." રમાના તરફ એકવાર સહેજ નજર કરી બોલ્યો.—"એ લોકોને દાન કરીએ છીએ ત્યારે એ લોકો આપણને મૂર્ખ માને છે. સારું કરીએ તો ગરજુ ઠેરવે છે. એ લોકોને ક્ષમા

આપવી એ પણ મહા પાપ છે. કારણ, એ લોકો એવું માની લે છે કે ભયથી પાછો હઠી ગયો."

જેઠાઇમા પુષ્કળ હસી પડયાં. પણ રમાનાં આંખ અને મોં એકદમ લાલચોળ થઈ ગયાં. રમેશ ચિડાઈને બોલ્યો,—"કેમ હસ્યાં જેઠાઇમા?"

"હસું નહિ તો કરું શું, કહેને ભાઈ!" એમ કહીને એકાએક એક નિ:શ્વાસ નાખી વિશ્વેશ્વરીએ કહ્યું,—"ઊલટું હું તો એમ કહું છું કે સૌ કરતાં તારે અહીં રહેવું એ જ વધુ જરૂરી છે. ચિડાઈને જન્મભૂમિ છોડી જવા માગે છે, તે કહે જોઉં વારુ રમેશ, તારી ચીડને યોગ્ય માણસ અહીં છે કોણ?" સહેજ થંભી જાણે મનમાં મનમાં જ બોલવા લાગ્યાં,—"આહા, એ લોકો કેટલા દુ:ખી, કેટલા દુર્બળ છે એ જો રમેશ તું જાણે તો એ લોકો ઉપર ચિડાતાં તને પોતાને જ શરમ આવે. ભગવાને દયા કરીને તને મોકલ્યો છે, તો એ લોકો વચ્ચે જ તું રહે, ભાઇ."

"પણ એ લોકોને મારી જરૂર નથી."

જેઠાઇમાએ કહ્યું,—"એટલા ઉપરથી જ તને સમજાતું નથી કે એ લોકો તારી ચીડ અને રીસને માટે કેટલા અયોગ્ય છે? માત્ર એ લોકો જ નહિ, ગમે તે ગામમાં ફરી આવ, બધે સરખું જ માલમ પડશે." એકાએક રમા તરફ દૃષ્ટિપાત કરી બોલી ઊઠયાં,—"અરે, તું છેક ત્યારની માથું નીચું ઘાલી મૂંગી બેસી રહી છે, બ્હેન?—હેં, રમેશ, તમે

બંને ભાઈ બહેન બોલતાં નથી? ના, મા, એવું કરીશ નહિ. એના બાપની સાથે તમારે જે થઈ ગયું છે તે તો દિયેરજીના મૃત્યુની સાથે જ પૂરું થઈ ગયું છે. એ કારણે તમો બે જણાં મનમાં પડદો રાખો એ કદી ન ચાલે."

રમા મોં નીચું રાખીને જ ધીમે ધીમે બોલી,—'હું પડદો રાખવા માગતી નથી, જેઠાઈમા, રમેશદા—"

એકાએક તેનો મૃદુ કંઠ રમેશના ગંભીર અને ઉત્તમ કંઠસ્વરમાં ઢંકાઈ ગયો. તે ઊભો થઈને બોલ્યો,—"આમાં તમે કદી પડશો નહિ, જેઠાઈ મા. પેલે દહાડે ગમે તેમ કરીને એમની માસીના હાથમાંથી તમે જીવતાં છૂટયાં છો. આજે વળી એઓ જઈને જો તેમને મોકલી દેશે તો એકદમ તમને ચાવી ચૂસીને જ પાછાં જશે." એમ કહીને કોઈ પણ જાતના વાદ પ્રતિવાદની અપેક્ષા સુદ્ધાં કર્યા વિના ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

વિશ્વેશ્વરીએ બૂમ પાડીને કહ્યું,—"જઈશ નહિ રમેશ, વાત સાંભળીને જા."

રમેશ બારણા બહારથી બોલ્યો,——"ના, જેઠાઈ મા, જેઓ અહંકારના મદમાં તમને સુદ્ધાં પગ નીચે રોળે છે તેમનો પક્ષ લઈ એક શબ્દ પણ તમે બોલશો નહિ.—" એમ કહીને તેઓ ફરી બેસવા કહે તે પહેલાં ચાલતો થયો. વિહ્વળની માફક રમા થોડીવાર વિશ્વેશ્વરીના મુખ તરફ જોઈ રહી, રડી પડી—"મને આ કલંક શાને દીધું,

જઠાઈ મા ? હું કાંઈ માસીને શીખવાડું છું ? કે એને માટે હું જવાબદાર છું ?"

જેઠાઇમાએ તેનો હાથ પોતાના હાથમાં ખેંચી લઈ, સ્નેહપૂર્વક કહ્યું,—"શીખવતી નથી એ વાત સાચી. પરંતુ તેને માટે થોડે ઘણે અંશે જવાબદાર તો તારે થવું જ પડે, બહેન."

રમા બીજે હાથે આંખ લૂછતાં લૂછતાં, રુદ્ધ અભિમાનથી જોરપૂર્વક ઇન્કાર કરી બોલી,—"શાની જવાબદાર ? જરાય નહિ. મને તો એની લેશમાત્ર ખબર પણ નહોતી, તો પછી શા માટે એ મને ખોટો દોષ દઈ મારું અપમાન કરી ગયા ?"

વિશ્વેશ્વરીએ આ વિષે વધુ ચર્ચા કરી નહિ. ધીરજથી બોલ્યાં,—"બધા જ કંઈ અંદરની વાત થોડા જ જાણતા હોય છે, મા ? પરંતુ તારું અપમાન કરવાની એની સુદ્દલ ઇચ્છા નહોતી, એ વાત હું તને ખાત્રીપૂર્વક કહી શકું છું. તું તો જાણતી નથી મા, પણ મને ગોપાલ સરકારને મોઢે ખબર મળી છે, કે તારા ઉપર એને કેટલી શ્રદ્ધા છે, કેટલો વિશ્વાસ છે; પેલે દહાડે આમલીનું ઝાડ કપાવી તમે બે ઘરમાં વહેંચી લીધું, ત્યારે તેણે કોઈની પણ વાત ધ્યાન ઉપર લીધી નહોતી. એનો તેમાં ભાગ હતો. તેઓની સામે હસીને તેણે કહ્યું હતું,—'ચિંતા કરવા જેવું નથી. રમા છે એટલે મારો ન્યાય્ય ભાગ મને મળશે જ. તે કદી પારકાની વસ્તુ પચાવી પડે તેમ નથી.' હું બરાબર જાણું

છું, મા, કે આટઆટલા ઝગડા અને કલેશ થવા છતાં તારા ઉપર એનો એવો ને એવો વિશ્વાસ હતો. જો પેલે દિવસે મોટા તળાવનાં—" વાકયની અધવચમાં જ વિશ્વેશ્વરી એકાએક અટકી જઈ, અનિમેષ નયને કેટલીક ક્ષણ સુધી રમાના નીચા નમેલા, શુષ્ક મુખ તરફ જોઈ રહી આખરે બોલ્યાં,—" આજ મા તને એક વાત કહું છું. માલમિલકતનું રક્ષણ કરે એની કિંમત ગમે એટલી હોય, રમા, પણ આ રમેશના પ્રાણની કિંમત તેના કરતાં અનેક અનેક ગણી વધારે છે. કોઈના કહેવાથી, કોઈ વસ્તુના લોભથી પણ તમો તેને ચારે બાજુથી ઘા કરી કરી નષ્ટ કરી નાખશો નહિ. તેનાથી દેશને જે નુકસાન થશે, હું ખાત્રીપૂર્વક તને કહું છું, ગમે તે કરશો તોયે તે ભરપાઈ થવાનું નથી."

રમા સ્થિર થઈને બેસી રહી. એક પણ વાતનો જવાબ દીધો નહિ. વિશ્વેશ્વરી પણ બીજું કાંઈ બોલ્યાં નહિ. થોડીવાર પછી રમાએ અસ્પષ્ટ મૃદુ કંઠે કહ્યું,— " સાંજ પડવા આવી, આજ તો હવે ઘેર જાઉં, જેઠાઈ મા." એમ કહીને પ્રણામ કરી, ચરણરજ સાથે લઈ ચાલી ગઈ.

# ૯

ગમે એટલો ગુસ્સો કરીને રમેશ ચાલ્યો ગયો હોય તો પણ ઘેર પહોંચે ન પહોંચે એટલામાં તો તેની બધીય ગરમી જાણે પાણી થઈ ગઈ. તે વારેવારે કહેવા લાગ્યો, "આટલી સહેલી વાત સમજ્યા વગર હું કેટલું કષ્ટ પામતો હતો ? સાચે જ, ગુસ્સો હું કોના ઉપર કરું ? જેઓ એટલા તો સંકુચિત અને સ્વાર્થપર છે કે યથાર્થ મંગળ શામાં છે તે આંખ ખોલીને જોતાં પણ આવડતું નથી, શિક્ષણના અભાવે જેઓ એટલા આંધળા છે કે કોઈ પણ ઉપાયે પાડોશીના બળનો નાશ કરવો એને જ પોતાનું બળ વધારવાનો શ્રેષ્ઠ ઉપાય માને છે, ભલું કરવા જતાં પણ જેઓ સંશયથી ભડકી ઊઠે છે, તેઓની ઉપર રીસ કરવી, એના જેવો ભ્રમ બીજો કોઈ હોઈ ન શકે." તેને યાદ આવ્યું કે દૂર શહેરમાં રહીને પુસ્તકો વાંચી, કાને વાતો સાંભળી, કલ્પનાઓ કરી, તેણે કેટલીયે વાર એવો વિચાર કર્યો હતો, કે અમો બંગાળીઓને બીજું કશું ન હોય તો પણ એકાંત

ગામડાંઓનાં શાંતિ અને સુખ આજે પણ કાયમ છે, જે ગાઢી વસતીવાળાં શહેરોમાં નથી. ત્યાં ગામડાંઓમાં સ્વલ્પ-સંતુષ્ટ, સરળ ગ્રામવાસીઓ સહાનુભૂતિથી પીગળી જાય છે. એક જણના દુઃખમાં બીજો દિલાસો દેવા આવે છે. એક જણના સુખમાં બીજો વગર આમંત્રણે ભાગ લેવા આવે છે. માત્ર ગામડાંઓમાં જ, ત્યાંના લોકોના હૃદયમાં જ આજે પણ બંગાળીનું સાચું ઐશ્વર્ય, અક્ષય રહેલું છે. હાય રે! આ તે કેવી ભયાનક ભ્રાંતિ! શહેરમાં પણ આટલો વિરોધ, આટલી અદેખાઈ નજરે નહોતી પડતી.' અને એ વાત મનમાં જાગતાં જ તેના આખા શરીરમાં જાણે ઘૃણા વ્યાપી ગઈ. શહેરના સજીવ, ચંચળ રસ્તા ઉપર જ્યારે જ્યારે કોઈ પાપનું ચિહ્ન તેની નજરે પડતું ત્યારે ત્યારે તે એવો વિચાર કરતો કે ગમે તે ઉપાયે મારી જન્મભૂમિ—પેલા નાના ગામમાં જઈશ એટલે આ બધાં દૃશ્યો જોવાનું હમેશને માટે ટળી જશે. ત્યાં આગળ સૌથી મોટો એવો ધર્મ છે, અને સામાજિક ચારિત્ર્ય પણ આજે ત્યાં અખંડ રૂપે વિરાજે છે. હા ભગવાન! અમારાં આ બધાં પ્રાચીન એકાંત ગામડાંઓમાં ક્યાં છે તે ચારિત્ર્ય! ક્યાં છે તે જીવંત ધર્મ! જો ધર્મનો પ્રાણ જ ખેંચી લીધો છે, તો તેના શબને શા માટે પડયું રહેવા દીધું છે? એ વિવર્ણ, વિકૃત શબને જ હતભાગ્ય ગ્રામસમાજ સાચો ધર્મ માની, પ્રાણપણે વળગી રહી, તેની ઝેરી, સડેલી, ગંધાતી, ગંદકીમાં રાતદિવસ અધઃપતનને માર્ગે જઈ રહ્યો છે. આમ છતાં

સૌથી વધુ મર્મભેદક વાત તો એ છે, કે જાતિ ધર્મ રહ્યાં નથી એમ કહીને શહેરના લોકો પ્રત્યે એ લોકો અપાર અવજ્ઞા અને અશ્રદ્ધા બતાવે છે.

રમેશે ઘરમાં પગ મૂકતાં જ જોયું કે આંગણાની એક બાજુએ એક પ્રૌઢ સ્ત્રી એક અગિયાર બાર વર્ષના છોકરાને લઈને સ્તબ્ધ થઈને બેઠી હતી. તે ઊઠીને ઊભી થઈ. કશું પણ સાંભળ્યા વિના માત્ર છોકરાનું મુખ જોઈને જ રમેશનું અંતર જાણે રડી પડયું. ગોપાલ સરકાર ચંડી-મંડપના વરંડામાં બેસીને લખતો હતો. ઊઠી આવીને બોલ્યો,—“આ છોકરો દક્ષિણપાડાના દ્વારિક ઠાકુરનો છોકરો છે. આપની પાસે કંઈ ભિક્ષાને માટે આવ્યો છે.”

ભિક્ષાનું નામ સાંભળતાં જ રમેશ સળગી ઊઠી બોલ્યો,—“હું તે શું કેવળ ભિક્ષા દેવાને જ ઘેર આવ્યો છું, સરકાર મહાશય? ગામમાં શું બીજું કોઈ છે જ નહિ?”

ગોપાલ સરકાર જરા ભોંઠો પડી બોલ્યો,—“એ વાત તો સાચી છે, બાબુ, પરંતુ બાપુ તો કદી કોઈને પાછો કાઢતા નહોતા. એટલે મુશ્કેલી આવતાં જ લોકો આ ઘર તરફ દોડી આવે છે.” છોકરા તરફ જોઈ, પ્રૌઢાને ઉદ્દેશીને કહ્યું,—“હેં કામિનીની મા, એ લોકોનો વાંક કંઈ ઓછો નથી. જીવતા હતા ત્યારે પ્રાયશ્ચિત કર્યું નહિ. હવે શબ જ્યારે કોઈ ઉપાડતું નથી ત્યારે રૂપિયાને માટે દોડાદોડ કરે છે. ઘરમાં શું વાસણ કૂસણ પણ નથી?”

કામિનીની મા જાતે સદ્દગોપ* હતી. આ છોકરાની પડોશમાં જ રહેતી હતી. માથું હલાવી બોલી,—" વિશ્વાસ ના આવતો હોય, તો ભાઈ, આવીને જોઈ જા. મારી પાસે જો કાંઈ હોત તો મરેલા બાપને મૂકી એને ભીખ માગવા લાવત ખરી ? નજરે નથી જોયું પણ બધું સાંભળ્યું તો છે ને ? આ છ મહિનાથી મારું બધું જ મેં એને માટે ખરચી નાખ્યું છે. મે'કુ ઘરની પાસે બામણનાં છોકરાં ખાધા વિના મરવા દેવાં ? "

રમેશને આ વખતે વાતનો જાણે કંઈક ખ્યાલ આવ્યો. ગોપાલ સરકારે ત્યારે સમજ પાડીને કહ્યું,—"આ છોકરાનો બાપ, દ્વારિક ચક્રવર્તી, છ મહિનાથી ખાંસીના રોગથી પથારીએ પડયો હતો તે આજે મળસકે મરી ગયો છે. પ્રાયશ્ચિત્ત કર્યું નહોતું એટલે કોઈ શબને અડકતું નથી. એટલે હમણાં તે કર્યા વિના ચાલે તેમ નથી. કામિનીની માએ ગયા છ મહિનામાં તેનું સર્વસ્વ આ ગરીબ બ્રાહ્મણ પરિવાર માટે ખરચી નાખ્યું છે. હવે એની પાસે પણ કશું રહ્યું નથી. એટલા માટે છોકરાને લઈને આપની પાસે આવી છે. "

રમેશે થોડીવાર મૂંગા રહી પૂછ્યું,—" લગભગ બે તો વાગવા આવ્યા. જો પ્રાયશ્ચિત્ત ન થાય તો શું શબ પડી જ રહેશે ? "

---

* એક હલકી ગણાતી ગોવાળ જેવી જાત.

સરકાર હસીને બોલ્યો,—" ત્યારે શું થાય બાબુ? શાસ્તર વિરુદ્ધનું કામ તો થોડું જ કરાય? અને એમાં મહોલ્લાના લોકનો પણ કોણ દોષ કાઢે, કહોને? ગમે તેમ હો શબ પડી નહિ રહે. ગમે તેમ કરીને પણ એ લોકે કામ તો પાર પાડવું જ જોઈશે. એટલે જ તો ભીખ માગવા આવ્યાં છે. હેં કામિનીની મા, બીજે કોઈ ઠેકાણે ગયાં હતાં ? "

છોકરાએ મૂઠી ઉઘાડીને એક પાવલી અને ચાર પૈસા બતાવ્યા.—કામિનીની મા બોલી,—" પાવલી સુખર્જીને ઘેરથી આપી છે અને આ ચાર પૈસા હાલદાર મહાશયે આપ્યા છે. પણ ગમે તેમ કરીને સવા બે રૂપિયાથી ઓછે કંઈ થવાનું નથી. એટલે બાબુ જો—"

રમેશ ઉતાવળો ઉતાવળો બોલ્યો,—" તમો ઘેર જાઓ બાપુ. હવે બીજે ક્યાંય નહિ જવું પડે હું હમણાં જ બધો બંદોબસ્ત કરીને માણસ મોકલું છું. " તે લોકોને વિદાય કરી દઈ રમેશે ગોપાલ સરકારના મોં તરફ અત્યંત વ્યથિત આંખો માંડી પૂછ્યું,—" આવાં ગરીબ, આ ગામમાં બીજાં કેટલાં ઘર છે, તમને ખબર છે? "

સરકારે કહ્યું,—" બે ત્રણ ઘર છે. વધારે નથી. એ લોકોને પણ જાડું પાતળું ખાવાનું મળતું હતું, બાબુ. માત્ર એક જાંબુડાના ઝાડ બાબત ઝઘડો થતાં દ્વારિક ચક્રવર્તી અને સનાતન હાજરા બંનેનાં કુટુંબ પાંચ છ વરસ પહેલાં ખલાસ થઈ ગયાં. " અવાજ જરા ધીમો કરીને કહ્યું,—

"વાત આટલે સુધી જાત નહિ, બાબુ, કેવળ આપણા બડોબાબુ અને ગોવિંદ ગાંગુલીએ જ એ બે જણને નચાવી આટલે સુધી વાત આણી !"

"ત્યાર પછી ?"

સરકારે કહ્યું.—"ત્યાર પછી આપણા બડોબાબુની પાસે જ બંને કુટુંબનાં માથાં સુદ્ધાં આજ સુધી ગીરવી હતાં. ગયે વર્ષે એમણે વ્યાજ મુદ્દલ ગણીને બધું જ ખરીદી લીધું છે. હા. ખેડૂતની છોકરી છે ખરી, આ કામિનીની મા. દુઃખના દિવસમાં બ્રાહ્મણનું એણે જે કર્યું એવું કોઈએ કર્યું જાણ્યું નથી."

રમેશ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી મૂંગો રહ્યો. ત્યાર પછી ગોપાળ સરકારને બધો બંદોબસ્ત કરી દેવા માટે મોકલી દઈ મનમાં મનમાં બોલ્યો,—"તમારો આદેશ જ, માથે ચડાવું છું, જેઠાઇમા. અહીંયાં મૃત્યુ આવે તો તે હજારગણું બહેતર છે. પણ આ દુર્ભાગી ગામને છોડી બીજે ક્યાંય નહિ જાઉં."

# ૧૦

ત્રણેક મહિના પછી એક દિવસ સવારમાં તારકેશ્વરના જે તળાવને દૂધપુકુર કહે છે તેનાં પગથિયાં ઉપર એક સ્ત્રીની સાથે રમેશને ભેટો થઈ ગયો. ક્ષણભર તો તે એવી વિહ્વળતા અને અવિનયથી તેના ખુલ્લા મોં તરફ જોતો ઊભો રહ્યો કે તરત જ ખસીને રસ્તો આપવાનું તેને સૂઝયું જ નહિ. સ્ત્રીની ઉંમર વીસથી વધુ હોય એમ લાગતું નહોતું. સ્નાન કરીને ઉપર આવતી હતી. એકદમ હાથમાંનો પાણી ભરેલો લોટો નીચે મૂકી ભીના વસ્ત્ર નીચે બંને હાથ છાતી ઉપર રાખી માથું નમાવી મૃદુ કંઠે બોલી,—"આપ અહીંયાં ક્યાંથી ?"

રમેશના વિસ્મયનો પાર રહ્યો નહિ, પણ તેની વિહ્વળતા ચાલી ગઈ. એક બાજુ ખસી જઈને તેણે પૂછ્યું,—"આપ શું મને ઓળખો છો ?"

સ્ત્રીએ કહ્યું,—"ઓળખું છું. આપ ક્યારે તારકેશ્વર આવ્યા ?"

રમેશે કહ્યું,—"આજે જ મળસકે. મારા મામાને ઘેરથી મામી વગેરે આવવાનાં હતાં. પણ આવ્યાં નહિ."

"અહીં કયાં ઊતર્યા છો?"

રમેશે કહ્યું, "કયાંય નહિ. હું કદી અહીં આવ્યો નથી. પરંતુ આજનો દિવસ ગમે તેમ, ગમે ત્યાં વિતાડવો જ પડશે. ગમે ત્યાં એકાદ મુકામ શોધી લઈશ."

"સાથે ચાકર છે ને?"

"ના. હું એકલો જ આવ્યો છું."

"સારું ત્યારે," કહીને સ્ત્રીએ હસીને એકાએક મોઢું ઊંચું કર્યું એટલે ફરી બંનેની આંખ મળી. તેણે આંખો નમાવી લઈ, મનમાં મનમાં જરા સંકોચ કરી આખરે કહ્યું,—"તો મારી સાથે જ ચાલો." એમ કહીને લોટો ઉપાડી લઈ આગળ જવા તૈયાર થઈ.

રમેશ મુશ્કેલીમાં આવી પડ્યો, બોલ્યો,—"હું આવું તો ખરો, કારણ એમાં જો કાંઈ વાંધો હોત તો આપ જ મને કદી બોલાવત નહિ. આપને હું ઓળખતો નથી એમ પણ નથી. પરંતુ કેમે કર્યું મને યાદ જ આવતું નથી. આપનું ઓળખાણ આપો."

"તો મંદિરની બહાર જરા ઊભા રહો. હું પૂજા પતાવી લઉં. રસ્તે જતાં જતાં હું મારું ઓળખાણ આપીશ." એમ કહીને તે સ્ત્રી મંદિર તરફ ચાલી ગઈ. રમેશ મુગ્ધની માફક જોઈ રહ્યો. આ તે કેવી ભીષણ, ઉદ્દામ યૌવનશ્રી તેના ભીના વસ્ત્રને ભેદીને બહાર આવવા મથી રહી હતી.

તેનું મોં, બાંધો, દરેક પગલું સુદ્ધાં રમેશને પરિચિત હતું. એમ છતાં અનેક દિવસથી બંધ એવું સ્મૃતિનું બારણું કેમે કર્યું ખસ્યું જ નહિ. અર્ધા કલાક પછી, પૂજા પતાવી, સ્ત્રી ફરી જ્યારે બહાર આવી ત્યારે રમેશ ફરીવાર તેનું મોં જોઈ શક્યો. પરંતુ પહેલાંની માફક જ અપરિચયના દુર્ભેદ્ય કોટની બહાર જ ઊભો રહ્યો. રસ્તે ચાલતાં ચાલતાં રમેશે પૂછ્યું,—"તમારી સાથે કોઈ ઘરનું માણસ નથી?" સ્ત્રીએ જવાબ દીધો,—"ના, દાસી છે તે મુકામે કામ કરે છે. હું લગભગ રોજ જ અહીં આવું છું એટલે બધું જાણું છું."

"પણ મને કેમ સાથે લઈ જાઓ છો?"

સ્ત્રીએ થોડી વાર મૂંગા મૂંગા ચાલ્યા કર્યા પછી કહ્યું,—"નહિ તો આપને ખાવા પીવાની ભારે આપદા પડત. હું રમા."

× × × ×

સામે બેસી, જમાડી, પાન આપી, વિશ્રામને માટે પોતાને હાથે શેતરંજી પાથરી દઈ, રમા બીજા ઓરડામાં ચાલી ગઈ. તે પથારી ઉપર સૂઈ જઈ આંખ મીંચતાં, રમેશને લાગ્યું કે તેનું આ તેવીસ વર્ષનું જીવન આ એક વેળની અંદર આખુંય બદલાઈ ગયું. નાનપણથી જ તેનું જીવન વિદેશમાં પારકાના આશ્રયમાં ગયું હતું. ખાવાની અંદર ભૂખ શમાવવા ઉપરાંત બીજું કાંઈ કદીયે હોઈ શકે એ તે જાણતો જ ન હતો. તેથી આજની આ અકલ્પ્ય

પરિતૃપ્તિમાં તેનું મન વિસ્મય અને માધુર્યથી ડૂબી ગયું. રમા અહીં તેના જમણને માટે કાંઈ ખાસ લાવી શકી નહોતી. તદ્દન સામાન્ય રસોઈ જ પીરસવી પડી હતી, એટલા માટે જ તેને ખૂબ ચિંતા થતી હતી કે રખેને રમેશ ભૂખ્યો રહે અને પારકા આગળ તેની નિંદા કરે. ભારે તો પારકા! ભારે તેમની નિંદા! રમેશ ભૂખ્યો રહેશે એની ચિંતા તેને પોતાને જ કેટલી બધી હતી, અને એ ચિંતાએ તેના અંતરની ઊંડામાં ઊંડી ગુફામાંથી જાગી ઊઠી તેના સઘળા સંકોચ અને સંશયને જોરપૂર્વક હાંકી કાઢયા, અને રમેશ ખાતો હતો ત્યાં તેને ધકેલી દીધી—એ વાત તે આજે પોતા આગળ શી રીતે છુપાવશે? આજે તો કોઈ પણ પ્રકારની લજ્જાનો આડપડદો તેને દૂર રાખી શકયો નહિ. રસોઈમાં રહેલી ઊણપ કેવળ જતનદ્વારા પૂરી કરવાને માટે જ તે સામે આવીને બેઠી. જમવાનું સાંગોપાંગ પાર ઊતરતાં ઊંડા સંતોષની જે લાગણી રમાએ પોતાના અંતરમાં અનુભવી, તે રમેશની પોતાની સંતોષની લાગણી કરતાં કેટલી ઊંડી હતી—તે વાત બીજો કોઈ જાણે કે ન જાણે પણ જેઓ બધું જ જાણે છે, તેમની આગળ છૂપી રહી નહિ.

રમેશને દિવસે ઊંઘવાની ટેવ નહોતી. તેની સામેની નાની બારીની બહાર નવવર્ષાનાં ભૂખરાં, કાળાં વાદળાંથી મધ્યાહ્ન આકાશ છવાઈ ગયું હતું. અડધી મીંચેલી આંખે તે એ જ જોઈ રહ્યો હતો. તેની મામી વગેરેના આવવા ન

આવવાની વાત તેના ખ્યાલમાં જ ન હતી. એકાએક રમાનો મૃદુ કંઠ તેને કાને પડયો. તે બારણા બહાર ઊભી રહીને કહેતી હતી,—"આજે ઘેર જવાનું થવાનું નથી તો અહીં જ રહી જાઓ."

રમેશ ઉતાવળો ઉતાવળો બેઠો થઈ બોલ્યો,—" પણ જેમનું આ ઘર છે તેમને તો હજુ જોયા પણ નહિ. તેમના કહ્યા વગર શી રીતે રહું ? "

રમાએ ત્યાં ઊભા રહીને જ જવાબ દીધો,—"તે જ રહેવાનું કહે છે. આ ઘર મારું છે."

રમેશે વિસ્મિત થઈને પૂછ્યું,—" અહીંયાં ઘર શા માટે રાખ્યું છે ? "

રમાએ કહ્યું,—" આ જગા મને બહુ ગમે છે. ઘણી વાર આવું છું. અત્યારે માણસો નથી એ ખરું, પણ એવો પણ વખત હોય છે જ્યારે પગ લંબાવવાની ય જગા હોતી નથી."

રમેશ બોલ્યો,—" તો તેવે વખતે નહિ આવે તો શું ? "

રમા જરા હસી. રમેશે ફરીવાર પૂછ્યું,—" તારકનાથ ઠાકોર ઉપર તારી ખૂબ ભક્તિ હોય એમ લાગે છે, ખરું ? "

રમાએ કહ્યું,—" એવી ભક્તિ તો ક્યાં જન્મે છે ? પરન્તુ જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી પ્રયત્ન તો કરવો."

રમેશે પછી એકે પ્રશ્ન પૂછ્યો નહિ. રમાએ, ત્યાં જ બારસાખને અડીને બેસી પડી બીજી વાત છેડી. તેણે પૂછ્યું,—" રાત્રે તમે શું ખાઓ છો ? "

રમેશે હસીને કહ્યું,—" જે મળે તે ખાઉં. મને, ખાવા બેસું તેની એક ક્ષણ પહેલાં પણ ખાવાની વાત યાદ જ આવતી નથી. એટલે રસોઈયાના વિવેક ઉપર જ મારે બધું છોડવું પડે છે. "

રમા બોલી,—" આટલો બધો વૈરાગ્ય શા માટે ? "

આ છૂપો વ્યંગ છે કે સીધી મશ્કરી છે, એ રમેશ બરાબર સમજી શક્યો નહિ, ટૂંકમાં જવાબ દીધો,—"ના, એ માત્ર પ્રમાદ જ છે. "

" પરંતુ પારકાના કામમાં તો તમે પ્રમાદ કરતા જણાતા નથી. "

રમેશ બોલ્યો,—" તેનું કારણ છે. પારકાના કામમાં પ્રમાદ કરીએ તો ભગવાન આગળ જવાબ દેવો પડે. પોતાના કામ સંબંધે પણ કદાચ દેવો પડતો હશે, પણ જરૂર એટલો બધો નહિ દેવો પડતો હોય."

રમાએ થોડીવાર મૂંગા રહી કહ્યું,—" તમારી પાસે ધન છે, એટલે તમો પારકાના કામમાં ધ્યાન દઈ શકો છો. પરંતુ જેઓ પાસે ન હોય તેઓનું શું ? "

રમેશ બોલ્યો,—" તેમની વાત હું ન જાણું, રમા, કારણ, ધન કેટલું હોય એનું પણ કંઈ પ્રમાણ નથી. અને ધ્યાન દેવા વિષે પણ કંઈ ચોક્કસ માપ નથી. ધન હોવા

ન હોવાનો હિસાબ, જેમણે આ લોક પરલોકનો ભાર લીધો છે તેઓ જ જાણે."

રમાએ થોડીવાર મૂંગા રહી કહ્યું,—"પણ, પરલોકની ચિંતા કરવાની ઉંમર કંઈ તમારી થઈ નથી. તમે મારા કરતાં માત્ર ત્રણ વર્ષે મોટા છો."

રમેશ હસીને બોલ્યો,—"એટલે કે તારી તો તેથીયે ઓછી થઈ છે. ભગવાન તને લાંબું આયુષ્ય આપે, પણ હું મારે પોતાને વિષે, આજે જ મારો છેલ્લો દિવસ નથી, એવું કદી પણ માનતો નથી."

તેના શબ્દોમાં જે કંઈ છૂપો ડંખ હતો તે વૃથા ગયો હોય એમ નથી લાગતું. સહેજ વાર સ્તબ્ધ રહીને રમાએ એકાએક પૂછ્યું,—"તમને સંધ્યાપૂજા કરતાં તો મેં જોયા નથી. મંદિરમાં શું છે, શું નથી એ ભલે ન જુઓ, પણ ખાતી વખતે આચમન કરવાનું પણ ભૂલી ગયા?"

રમેશ મનમાં ને મનમાં હસીને બોલ્યો—"ભૂલી ગયો નથી, પણ ભૂલી જાઉં તો યે કાંઈ નુકસાન થાય એમ હું માનતો નથી. પણ એ વાત કેમ કાઢી?"

રમાએ કહ્યું,—"પરલોકની ચિંતા આપને બહુ છે ને, એટલે એ પૂછું છું."

રમેશે આનો જવાબ દીધો નહિ. ત્યાર પછી કેટલીક વાર સુધી બંને જણાં મૂંગાં બેસી રહ્યાં. રમા ધીમે ધીમે બોલી,—"જુઓ, મને લાંબું જીવવાનું કહેવું એ શાપ દેવા બરાબર છે. આપણા હિંદુ સંસારમાં વિધવા લાંબુ જીવે એવું

કોઈપણ સગું કદી ઈચ્છતું નથી." એમ કહીને ફરી થોડીવાર મૂંગા રહી તેણે કહ્યું,—"હું મરવાને માટે એક પગે તૈયાર થઈ રહી છું, એ વાત સાચી નથી એ ખરું, પણ લાંબો વખત જીવવાનો ખયાલ આવતાં પણ અમને ભય લાગે છે. પરન્તુ તમને તો એ વાત લાગુ પડતી નથી. તમને કોઈપણ વાત ભારપૂર્વક કહેવી એ મારે માટે ધૃષ્ટતા જ ગણાય. પણ સંસારમાં પડયા પછી પારકાને માટે દુઃખી થવું એ બિલકુલ નાદાની છે; એવું જ્યારે લાગે ત્યારે મારા આ શબ્દો યાદ કરજો."

જવાબમાં રમેશે માત્ર એક નિઃશ્વાસ નાખ્યો. થોડી વાર પછી રમાની માફક જ ધીરે ધીરે કહ્યું,—"પરંતુ તારા સમ ખાઈને કહું છું, કે આજે મને એવું જરા પણ લાગતું નથી. મારે ને તારે તો કોઈ જાતનો સંબંધ નથી, રમા. બલકે તારા માર્ગમાં હું કંટકરૂપ છું. તોપણ પડોશી તરીકે આજે તારી પાસેથી હું જેવો આદર પામ્યો, એવો આદર સંસારમાં પ્રવેશ કરીને જેઓ પોતાના માણસ પાસેથી હમેશાં પામે છે, તેઓ પારકાનાં દુઃખકષ્ટ જોઈને ગાંડા બની જતા હશે, એવું મને તો લાગે છે. આ હમણાં જ હું એકલો બેસીને વિચારતો હતો કે મારું આખું જીવન જાણે તેં આ એક વેળામાં બધું બદલી નાખ્યું. આવી રીતે કોઈએ કદી મને ખાવાને કહ્યું નથી, તેમ આટલું જતન કરી મને કોઈએ કદી ખવાડયું નથી. ખાવામાં પણ

આટઆટલો આનંદ છે એ આજે પહેલ-વહેલું તારી પાસેથી જાણ્યું, રમા."

આ સાંભળી રમાના સર્વાંગે રોમાંચ થયો. અને તેનો આખો દેહ વારંવાર કંપી ઊઠ્યો. પણ તેણે તરત જ સ્વસ્થ થઈને કહ્યું,—"એ ભૂલતાં તમને બહુ દિવસ નહિ લાગે. જો કદાચ કોઈ દિવસ યાદ આવશે તો પણ અતિ તુચ્છ વસ્તુ તરીકે જ યાદ આવશે."

રમેશે કશો જવાબ દીધો નહિ. રમાએ કહ્યું,—"દેશમાં જઈને મારી નિંદા ન કરો એ જ મારું ભાગ્ય."

રમેશે ફરી એકવાર નિઃશ્વાસ નાખી ધીરેધીરે કહ્યું,—"ના. રમા, નિંદાય કરીશ નહિ, તેમ વખાણ કરતો પણ ફરીશ નહિ. આજનો દિવસ મારે મન નિંદા-પ્રશંસાથી પર છે."

રમા કશો જવાબ આપ્યા વિના થોડીવાર સ્તબ્ધ બની બેસી રહી અને થોડીવારે ઊઠીને પોતાના ઓરડામાં ચાલી ગઈ. ત્યાં નિર્જન ઓરડામાં તેની બંને આંખોમાંથી બોર બોર જેવડાં આંસુ ટપ ટપ કરતાં ખરવા લાગ્યાં.

## ૧૧

બે દિવસ સતત વરસાદ પડયા પછી પાછલે પહોરે જરા થંભ્યો છે. ચંડીમંડપમાં ગોપાલ સરકારની પાસે બેસી રમેશ જમીનદારીના હિસાબકિતાબ જોતો હતો. એકાએક વીસેક ખેડૂતો ત્યાં આવી રડી પડયા,—"છોટા બાબુ, આટલી વખત અમને બચાવો. આપ નહિ બચાવો તો છોકરાંછૈયાં સાથે અમારે રસ્તે ભીખ માગવી પડશે."

"રમેશે અવાક્ થઈને કહ્યું,—"છે શું?"

ખેડૂતોએ કહ્યું,—"'એકસોવીઘાં'નું ખેતર ડૂબી ગયું. પાણી બહાર નહિ કાઢી નાખીએ તો બધો પાક બગડી જશે, બાબુ. ગામમાં એક ઘર પણ ખાવાનું પામશે નહિ."

રમેશને આમાં કાંઈ સમજ પડી નહિ. ગોપાલ સરકારે તેમને એક બે પ્રશ્નો પૂછી વાત રમેશને સમજાવી દીધી. 'એકસોવીઘાં'ના ખેતર ઉપર જ એ ગામનો બધો આધાર હતો. બધાય ખેડુતોની થોડી થોડી જમીન તેમાં આવેલી

હતી. એની પૂર્વ બાજુએ મોટો સરકારી બંધ હતો, અને પશ્ચિમ તથા ઉત્તર બાજુએ ઊંચું ગામ હતું. માત્ર દક્ષિણ તરફનો બંધ ઘોષાલ અને મુખર્જી કુટુંબનો હતો. એ તરફથી પાણી કાઢી શકાય ખરું, પરંતુ બંધ પાસે એક ધરો હતો. વર્ષે દહાડે બસો રૂપિયાની માછલી પાકતી હતી, એટલે જમીનદાર વેણીબાબુએ તે જગાએ સખત પહેરો બેસાડ્યો હતો. ખેડૂતો આજ સવારથી તેમને બારણે હત્યા* દઈને પડ્યા હતા. હમણાં જ રડતા રડતા ઊઠીને અહીં આવ્યા છે. રમેશ વધુ સાંભળવા થોભ્યો નહિ. ઉતાવળે પગલે ઉપડ્યો. આ ઘરમાં આવીને જ્યારે દાખલ થયો ત્યારે સાંજ પડી ગઈ હતી. વેણી તકિયે અઢેલીને હૂકો તાણતો હતો અને પાસે હાલદાર મહાશય બેઠા હતા. એ જ વાત ચાલતી હોય એમ લાગ્યું. રમેશે કંઈ પણ પ્રસ્તાવના કર્યા વિના જ કહ્યું,—"ધરાવાળા બંધ ઉપર પહેરો બેસાડો એ કેમ ચાલશે? હમણાં જ તેને તોડી નાખવો પડશે."

વેણીએ હૂકો હાલદારના હાથમાં આપી ઊંચું જોઈ કહ્યું,—"કયો બંધ?"

રમેશ ઉશ્કેરાઈને જ આવ્યો હતો એટલે ક્રુદ્ધ ભાવે બોલ્યો,—"ધરાના બંધ વળી કેટલાક છે, મોટાભાઈ? નહિ તોડિયે તો આખા ગામનું ધાન કોહી જશે. પાણી બહાર કાઢવાનો હુકમ આપો."

---

* ધરણું (દેવું) કોઈને બારણે અન્ન જળનો ત્યાગ કરી પડી રહી ધારી વસ્તુ મેળવવાનો પ્રયત્ન કરવો તે. ત્રાગું.

વેણીએ કહ્યું,—"તેની સાથે જ બસો ત્રણસો રૂપિયાની માછલી તણાઈ જશે તે ખબર છે કે ? એ રૂપિયા કોણ આપશે ? ખેડૂતો કે તું ?"

રમેશ ગુસ્સો કાબૂમાં રાખી બોલ્યો,—"ખેડૂતો ગરીબ છે, તેઓ તો આપી શકશે જ નહિ. અને હું યે વળી શાનો આપું, એ મને કંઈ સમજાતું નથી."

વેણીએ જવાબ દીધો,—"તો પછી અમે વળી શા માટે આટલું નુકસાન વેઠીએ, એ મને પણ સમજાતું નથી." હાલદારના તરફ જોઈ કહ્યું,—"કાકા, આ રીતે ભાઈસાહેબ જમીનદારી સાચવવાના ! અરે રમેશ, હરામજાદાઓ સવારથી હમણાં સુધી અહીંયાંજ પડયા પડયા પોક મૂકતા હતા. હું બધુંય જાણું છું. તારે દરવાજે શું દરવાન નથી ? તેના પગમાં ચાંચવાળા જોડા નથી ? જા, ઘેર જઈને એજ વ્યવસ્થા કર. પાણી એની મેળે નીકળી જશે." એમ કહીને વેણી હાલદારની સાથે સૂર મેળવી, હી–હી–હી કરીને પોતાના વિનોદથી પોતે જ હસવા લાગ્યો.

રમેશથી હવે સહેવાતું નહોતું. તો પણ તેણે પ્રયત્નપૂર્વક મનપર કાબૂ રાખી, વિનીત ભાવે કહ્યું,—"વિચાર કરી જુઓ મોટાભાઈ, આપણા ત્રણ ઘરને બસો રૂપિયાના નુકસાનમાંથી બચાવવા જતાં, ગરીબોનો આખા વર્ષનો પાક નકામો જશે. કંઈ નહિ તોયે પાંચ સાત હજાર રૂપિયાનું તેઓને નુકસાન થશે જ."

વેણીએ હાથ ઉલટાવી કહ્યું,—"થશે તો થશે. તે

લોકોના પાંચ હજાર જાઓ કે પચાસ હજાર જાઓ. મારું આખું ગામ ખોદી વળે તોયે એ પૈસા નીકળવાના નથી, તો શું એ સાલાઓને માટે બસો રૂપિયા ઉડાવી દેવા, એમ ?"

રમેશે છેલ્લો પ્રયત્ન કરી કહ્યું,—" એ લોકો આખું વરસ ખાશે શું ?

જાણે ભારે હસવાની વાત હોય એમ વેણી આમ તેમ ડોલી, માથું હલાવી, હસી, થૂંકી, આખરે સ્વસ્થ થઈને બોલ્યો,—" ખાશે શું ? જોજે. બેટાઓ પોતપોતાની જમીન ગીરો મૂકી આપણી પાસે જ રૂપિયા વ્યાજે લેવા દોડી આવશે. ભાઈ, માથું જરા ઠંડું રાખીને ચાલો. વડવાઓ એવી રીતે જ વધારી, વ્યવસ્થિત કરી, આ જે એકાદ ટુકડો મૂકતા ગયા છે, તેમાંથી જ આપણે પણ લેણદેણ કરી, ઠીકઠાક રાખી, ખાઈ પી, ફરી છોકરાંઓને માટે મૂકતા જવું પડશે. એ લોકો શું ખાશે ? વ્યાજે કાઢીને ખાશે. નહિ તો એ બેટાઓને હલકી જાતના શાના કહે ?"

"ઘૃણાથી, લજ્જાથી, ક્રોધથી અને ક્ષોભથી રમેશની આંખ અને મોં તપી ગયાં. પરંતુ અવાજ શાંત રાખીને જ બોલ્યો,—" તમે જ્યારે કશું જ ન કરવાનું નક્કી કર્યું છે ત્યારે હવે અહીં ઊભા રહી દલીલ કરવામાં લાભ નથી. હું રમા પાસે જાઉં છું. તે જો સંમત હશે તો તમારી અસંમતિની કંઈ પરવા નથી."

વેણીનું મુખ ગંભીર થયું, તે બોલ્યો,—"સારું, જઈને જો તો ખરો, તેનો અને મારો મત જુદો નહિ પડે. તે કાચી બાઈ નથી, ભાઈ. તેને ભોળવવી સહેલું કામ નથી. વળી તું તો હજુ નાદાન છે. તારા બાપને પણ તેણે આંખે નાકે પાણી આણ્યાં ત્યારે છોડયો હતો. કેમ કાકા ?"

કાકાના મત વિષે રમેશને કુતૂહલ નહોતું. વેણીના આ અત્યંત અપમાનજનક પ્રશ્નનો ઉત્તર આપવાનું તેને મન થયું નહિ. તે જવાબ દીધા વિના જ ચાલ્યો ગયો.

આંગણામાં તુળસી આગળ સંધ્યાપ્રદીપ મૂકી, પ્રણામ પૂરા કરી, મોં ઊંચુ કરતાં જ રમા આભી બની ગઈ. બરાબર સામે જ રમેશ ઊભો હતો. તેનો માથાનો છેડો ગળે વીંટેલો હતો. બરાબર જાણે રમેશને જ પ્રણામ કરીને તે હમણાં ઊઠી ન હોય ! ક્રોધની ઉત્તેજનામાં અને ઉત્કંઠામાં માસીનો પહેલા દિવસનો પેલો મનાઈ હુકમ રમેશને યાદ રહ્યો નહોતો, એટલે જ તે સીધો અંદર આવી ઊભો હતો, અને રમાને આ સ્થિતિમાં જોઈ મૂંગો મૂંગો રાહ જોતો હતો. બંને જણાં મહિનાએક પછી મળ્યાં.

રમેશે કહ્યું,—"જરૂર, તેં બધું સાંભળ્યું જ હશે. પાણી બહાર કાઢવાની બાબતમાં તારી સંમતિ લેવાને આવ્યો છું."

રમાનો વિસ્મયનો ભાવ ઊડી ગયો. તેણે માથાનો છેડો ઊંચો કરી કહ્યું,—"તે કેવી રીતે બને ? તે ઉપરાંત બડોદા વિરુદ્ધ છે."

"વિરુદ્ધ છે તે હું જાણું છું. પણ તેમના એકલાના વિરોધથી કંઈ જ થવાનું નથી."

રમા જરા વિચાર કરી બોલી,—"પાણી બહાર કાઢી દેવું જોઈએ એ ખરું. પણ માછલી ન ચાલી જાય એને માટે શો બંદોબસ્ત કરશો?"

રમેશે કહ્યું,—"આટલા બધા પાણીમાં કશો જ બંદોબસ્ત ન થઈ શકે. આ વર્ષે એટલા રૂપિયાનું નુકસાન આપણે વેઠવું જ જોઈશે. નહિ તો ગામ માર્યું જશે."

રમા મૂંગી રહી. રમેશે કહ્યું,—"ત્યારે સંમતિ આપે છે ને?"

રમાએ મૃદુ કંઠે કહ્યું,—"ના, આટલા બધા રૂપિયાનું નુકસાન હું ન વેઠી શકું."

રમેશ વિસ્મયથી હતબુદ્ધિ થઈ ગયો. તેણે કદી પણ આવા જવાબની આશા રાખી નહોતી. બલકે કોણ જાણે શીય રીતે તેણે ચોક્કસ એવું માન્યું હતું, કે તેની ખાસ વિનંતીને રમા કેમે કરી પાછી ઠેલી શકશે નહિ. રમા, મોં ઊંચુ કર્યા વિના જ રમેશની સ્થિતિ સમજી ગઈ હોય એમ લાગ્યું. બોલી,—"તે ઉપરાંત મિલકત મારા ભાઈની છે. હું તો કેવળ વાલી છું."

રમેશે કહ્યું,—"ના, અડધી તારી છે."

રમાએ કહ્યું,—"માત્ર નામની જ; બાપુ ચોક્કસ જાણતા હતા કે બધી મિલકત જતીનને જ મળવાની છે, એટલે અડધી મારે નામે કરી ગયા છે."

તો પણ રમેશે વિનંતીને સ્વરે કહ્યું.—"રમા, આ તે કેટલા રૂપિયાની વિસાત છે? તમારી સ્થિતિ ગામમાં સૌથી સારી છે. તને આ નુકસાન, નુકસાન જ નહિ લાગે. રમા, હું વિનવું છું કે એટલા માટે આટઆટલા લોકોને ભૂખે મરતા કરીશ નહિ. સાચું કહું છું કે તું આટલી નિષ્ઠુર થઈ શકે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો."

રમાએ પહેલાંની માફક જ મૃદુ ભાવે જવાબ દીધો, "પોતે નુકસાન વેઠી શકતી નથી એટલા માટે જો નિષ્ઠુર કહેતા હો, તો ભલે હું નિષ્ઠુર રહી. ભલે, આપને જો એટલી બધી દયા આવતી હોય તો પોતે જ એટલું નુકસાન ભરી દો ને!"

તેના મૃદુ સ્વરમાં વ્યંગની કલ્પના કરી રમેશ સળગી ઊઠયો. તે બોલ્યો,—"રમા, માણસ સાચું છે કે નહિ તે પૈસાની વાત આવ્યે પરખાય છે. એ બાબતમાં જ કશી યુક્તિ કામ આવતી નથી એટલે માણસ ખરે સ્વરૂપે ઉઘાડો પડી જાય છે. તારું પણ આજે એમ જ થયું છે. પણ તને મેં કદી આવી કલ્પી નહોતી. હમેશાં હું માનતો આવ્યો છું કે તું કેટલીય ઉદાર દિલની હશે! પણ તું તેવી નથી. તને નિષ્ઠુર કહેવી એ પણ ભૂલ છે. તું અતિશય નીચ—અતિશય હીન છે."

અસહ્ય વિસ્મયથી બે આંખો ફાડીને રમાએ કહ્યું, "હું કેવી?"

રમેશે કહ્યું,—"તું અત્યંત હીન અને નીચ છે. હું કેટલો વ્યાકુળ થઈ ગયો છું એ તું જાણી ગઈ છે, અને તેથી જ તેં નુકસાન ભરપાઈ કરવાની માગણી કરી! પણ બડોદાયે એ વાત મોં ફાડીને બોલી શક્યા ન હતા. પુરુષ માણસને જે બોલતાં સંકોચ થયો તે બોલતાં સ્ત્રી થઈને તને સંકોચ ન થયો. હું એથી પણ વધુ નુકસાન ભરપાઈ કરી શકું એમ છું. પણ એક વાત આજે હું તને કહી જાઉં છું, રમા, કે સંસારમાં જેટલાં પાપ છે, તેમાં સૌથી મોટું પાપ મનુષ્યની દયા ઉપર જુલમ કરવાનું છે. આજે તેં એ જ પાપ કરીને મારી પાસે પૈસા કઢાવવાનો પ્રયત્ન કર્યો છે!"

રમા વિહ્વળ બની હતબુદ્ધિની માફક ટગર ટગર જોઈ રહી. તેના મોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. રમેશ પહેલાંની માફક જ શાંત અને દૃઢ સ્વરે બોલ્યો,— "મારી દુર્બળતા ક્યાં છે તે તારાથી અજાણ્યું નથી એ ખરું, પણ એને નીચોવે તોય એક ટીપું ય રસ મળે તેમ નથી, એ કહી મૂકું છું. હું શું કરવાનો છું તે પણ સાથે સાથે જ કહી જાઉં. હમણાં ને હમણાં જ જબરદસ્તીથી બંધ તોડી નાખીશ—તમારામાં તાકાત હોય તો અટકાવજો."

એમ કહીને રમેશને ચાલ્યો જતો જોઈ રમાએ ફરી બૂમ મારી; બૂમ સાંભળી રમેશ પાસે આવીને ઊભો રહ્યો એટલે રમાએ કહ્યું,—"મારા ઘરમાં ઊભા રહીને મારું તમે જે અપમાન કર્યું, તેનો હું લેશ પણ જવાબ આપવા

માગતી નથી. પરંતુ આ કામ કરવાનો તમે કદી પણ પ્રત્યન કરશો નહિ."

રમેશે પૂછ્યું,—"કેમ ?"

રમાએ કહ્યું,—"કારણ કે આટઆટલું અપમાન સહ્યા પછી પણ મને તમારી સાથે ઝગડો કરવાની લેશ પણ ઇચ્છા થતી નથી." તેનું મોં કેવું અસ્વાભાવિક રીતે ફિક્કું પડી ગયું હતું અને બોલતાં બોલતાં તેના હોઠ કેવા ધ્રૂજી ઊઠયા હતા, એ સંધ્યાના અંધકારમાં પણ રમેશ જોઈ શકયો. પણ માનસશાસ્ત્રની આલોચના કરવાનો અવકાશ કે ઇચ્છા તેને હતી નહિ;—તરત જ તેણે જવાબ દીધો,—"ઝગડો કરવાનો શોખ તો મને પણ નથી, પણ તારા સદ્‌ભાવની પણ હવે મારી આગળ કંઈ કિંમત નથી. ગમે તેમ હો. વાદવિવાદ કરવાની કંઈ જરૂર નથી. હું જાઉં છું."

માસી, ઉપર દેવમંદિરમાં ગોંધાયેલાં હતાં એટલે આ બધામાંનું કશું જ જાણી શકયાં નહિ. નીચે આવીને જુએ છે તો રમા દાસીને સાથે લઈને બહાર જતી હતી. આશ્ચર્ય પામી તેમણે પૂછ્યું,—"આ કાદવ કીચડમાં રાતની વખતે ક્યાં જાય છે, રમા ?"

"જરા બડોદાદાને ત્યાં જઈ આવું, માસી."

દાસીએ કહ્યું,—"દિદિમા, રસ્તા પર હવે આટલોય કાદવ શોધ્યો જડે એમ નથી. છોટોબાબુએ એવો રસ્તો બંધાવી દીધો છે, કે ટીલડી ખરી જાય તોયે ઉપાડી લેવાય.

જીવતા રાખે. ગરીબગુરબાં એરુ ઝાંઝરુ ના ગયાં."

અગિયાર વાગ્યા હશે. વેણીના ચંડીમંડપમાંથી ગુસપુસ વાતો કરતા હોય એવો અવાજ આવતો હતો. આકાશમાં વાદળાં કંઈક વીખરાયાં હતાં અને તેરશની અસ્વચ્છ ચાંદની વરંડા ઉપર પડી હતી. ત્યાં આગળ થાંભલે અઢેલીને એક ભીષણ આકૃતિવાળો પ્રૌઢ વયનો મુસલમાન આંખો મીંચીને બેઠો હતો. તેના આખા મોં ઉપર તાજું લોહી જામી ગયું હતું. પહેરેલાં કપડાં પણ લોહીથી રંગાઈ ગયાં હતાં, પણ તે મૂંગો બેઠો હતો. વેણી ધીમે અવાજે તેને વિનવે છે,–"વાત સાંભળ, અકબર; થાણામાં ચાલ. સાત વરસ જો તેને ના ચોંટાડું તો હું ઘોષાલ વંશનો છોકરો નહિ." પાછળ જોઈને કહ્યું,— "રમા, તું જરા કહેને, આમ મૂંગી કેમ રહી છે?" પણ રમા પહેલાંની માફક જ લાકડાની પૂતળી જેવી બેસી રહી.

અકબરઅલીએ હવે આંખ ઉઘાડી, ટટાર બેસી કહ્યું, —"શાબાશ, હાં. માનું દૂધ ધાવ્યા છે ખરા છોટાબાબુ. લાઠી પકડી ખરી."

વેણી આકળો અને ક્રોધાયમાન થઈને બોલ્યો,— "એ જ કહેવાને તો હું કહું છું, અકબર. કોની લાઠીથી તને જખમ થયો? રમેશની કે તેના પેલા હિંદુસ્તાની ચાકરની?"

અકબરના હોઠ ઉપર સહેજ હાસ્ય ફરકયું. તેણે કહ્યું,—"પેલો ઠીંગણો હિંદુસ્તાની? એ બચ્ચાને તે વળી લાઠી ફેરવતાં આવડે છે, બડોબાબુ? કેમ ગહર, તારી પહેલી ચોટથી જ તે તો બેસી પડયો હતો, નહિ?" અકબરના બંને છોકરા પાસે જ સ્તબ્ધ બનીને બેઠા હતા. તેઓ પણ જખમ વિના રહ્યા નહતા. ગહરે માથું હલાવી ટાપશી પૂરી. કંઈ બોલ્યો નહિ. અકબર કહેવા લાગ્યો,—"મારા હાથની જો ચોટ લાગી હોત તો બચ્ચાજી બચવા જ પામત નહિ, ગહરની લાઠીથી જ 'બાપરે' કરીને બેસી પડયો, બડોબાબુ."

રમા ઊઠી પાસે આવીને ઊભી. અકબર તેનો પીરપુર ગામનો ખેડૂત હતો. પહેલાંના વખતમાં લાઠીને જોરે ઘણી મિલકત એણે કબજે કરી આપી હતી. તેથી આજે સાંજે ક્રોધ અને અભિમાનથી ગાંડી જેવી બનેલી રમાએ તેને બોલાવી મંગાવી, બંધ ઉપર પહેરો ભરવા મોકલી દીધો હતો. તે જોવા માગતી હતી કે માત્ર પેલા હિંદુસ્તાનીના જોર પર રમેશ શું કરી શકે છે. તે પોતે જ કેવો મોટો લાઠીબાજ હતો તેની રમાને સ્વપ્ને પણ કલ્પના નહોતી.

અકબરે રમાના મોં તરફ જોઈને કહ્યું,—"પછી છોટોબાબુ પેલા બેટાની લાઠી ઉપાડી લઈ બંધ સાચવતા ઊભા, દિદિ–ઠાકુરન.* અમે ત્રણ ત્રણ બાપ દીકરા પણ

* દિદિ ઠાકુરાણી—મોટી બહેનને માટે સન્માનસૂચક સંબોધન.

હઠાવી ન શક્યા. અંધારામાં વાઘની માફક તેમની આંખો તગતગવા લાગી,—કહે, ' અકબર, તું ઘરડો છે, ખસી જા. બંધ નહિ તોડીએ તો આખા ગામનાં માણસો માર્યાં જશે, એટલે તોડ્યા વિના ચાલે એમ નથી. તારા પોતાના ગામમાં પણ જમીન તો હશે જ. જરા વિચારી તો જો. બધું બરબાદ થઈ જાય તો તને કેવું લાગે?' મેં સલામ કરીને કહ્યું, ' અલ્લાના કસમ છોટાબાબુ, તમે જરા મારગ મેલો.તમારી પાછળ ઊભા રહીને પેલા મોઢે કપડું બાંધી ઝપાઝપ કોદાળી મારે છે, તેમનાં માથાં જૂદાં કરતો જાઉં."

વેણી ગુસ્સો કાબૂમાં ન રાખી શકવાથી વચમાં જ બરાડા પાડી ઊઠ્યો, —"બેઈમાન, બેટાઓ—તેને સલામ બજાવી આવીને અહીં આગળ રોફ મારો છો?— "

તે બાપ દીકરા ત્રણે જણે એકદમ એકીસાથે હાથ ઉગામ્યા. " ખબરદાર, બડોબાબુ, બેઈમાન કહેશો નહિ. અમે મુસલમાન બચ્ચા બધુંય સહી શકીએ પણ આ નહિ સહેવાય." કપાળે હાથ દઈ થોડું લોહી લૂછી નાખી, રમાને ઉદ્દેશીને તેણે કહ્યું,—" દિદિ, અમને બેઈમાન કહે છે. ઘરમાં બેઠા બેઠા બેઈમાન કહો છો, બડોબાબુ! આંખે જોયું હોત તો ખબર પડત કે છોટાબાબુ એટલે શું."

વેણીએ મોં બગાડી કહ્યું,—" છોટાબાબુ એટલે શું તે થાણામાં જઈને કહી આવને. કહેજે કે તું બંધ ઉપર પહેરો ભરતો હતો એવામાં છોટાબાબુએ ધસી આવી તને માર્યો. "

અકબર જીભ કરડી બોલ્યો,—" તોબા, તોબા. દિવસને રાત કહેવાનું કહો છો, બડોબાબુ ? "

વેણીએ કહ્યું,—" નહિ તો બીજું કંઈ કહેજે. આજે જઈને જખમ બતાવી આવ—કાલે વૉરંટ કઢાવી એકદમ કેદમાં પુરાવીશ. રમા, તું એકવાર સારી રીતે સમજાવને. આવો લાગ ફરી મળવાનો નથી. "

રમા કશું બોલી નહિ. માત્ર અકબરના મોં તરફ એકવાર જોયું. અકબરે ડોકું હલાવી કહ્યું,—"ના, દિદિઠાકરુન, એ નહિ બને. "

વેણીએ ધમકી આપી કહ્યું,—" કેમ નહિ બને ? "

આ વખતે અકબર પણ રાડ પાડી બોલ્યો,—" શું કહો છો બડોબાબુ, મને શરમ નહિ હોય ? પાંચ ગામના લોકો મને સરદાર કહે છે, તે શું અમથા ? દિદિઠાકરુન, તમે હુકમ કરો તો ગુનેગાર થઈને જેલ ભોગવી શકું. પણ ફરિયાદી કયું કાળું મોઢું લઈને થાઉં ? "

રમાએ મૃદુ કંઠે સહેજ કહ્યું,—" અકબર, શું નહિ બને ? "

અકબરે જોરથી માથું હલાવી કહ્યું;—" ના, દિદિઠાકરુન. બધુંય થાય પણ અદાલતમાં જઈ શરીરનો ઘા નહિ બતાવાય. ઊઠ ગહર, હવે ઘેર જઈએ. આપણાથી ફરિયાદ નહિ થાય." એમ કહીને તેમણે ઊઠવા માંડયું.

વેણી ક્રોધ અને નિરાશાથી તેમના તરફ જોઈ બંને આંખોમાંથી અગ્નિ વરસાવી, મનમાં ને મનમાં ન બોલાય

એવી ગાળો દેવા લાગ્યો, અને રમાની બિલકુલ નિશ્ચેષ્ટ સ્તબ્ધતાનો કશો અર્થ સમજી ન શકવાથી, મનમાં ને મનમાં બળવા લાગ્યો. બધા પ્રકારના કાલાવાલા, આજીજી, ઠપકા અને ક્રોધને ગણકાર્યા વિના અકબરઅલી છોકરાઓને લઈને જ્યારે ચાલ્યો ગયો, ત્યારે રમાનું હૃદય ભેદીને એક ઊંડો નિસાસો બહાર નીકળ્યો, અને અકારણ જ તેની બંને આંખો અશ્રુથી છલકાઈ ગઈ. તેનું આજે આવું ભારે અપમાન થયું, અને તેને પરાજય તથા નિષ્ફળતા મળ્યાં, તેમ છતાં તેને વારંવાર લાગ્યા કરતું હતું, કે જાણે તેના હૃદય ઉપરથી એક ભારે શિલા ઉતરી ગઈ છે. આનું કારણ તેને શોધ્યું જડયું નહિ. આખી રાત તેને ઊંઘ આવી નહિ. પેલે દહાડે તારકેશ્વરમાં સામે બેસીને ખવાડયું હતું, તે જ દૃશ્ય વારે વારે તેની સમક્ષ તરવરવા લાગ્યું. અને તે સુંદર સુકુમાર દેહમાં આટઆટલી માયા અને આટઆટલું તેજ શી રીતે આટલાં શાંત રહ્યાં હતાં, તે વાતનો જેમ જેમ તેને વિચાર આવતો ગયો, તેમ તેમ તેનાં આંસુનાં પૂર આખે મોઢે ફરી વળવા લાગ્યાં.

# ૧૨

નાનપણમાં એક વખત રમા ઉપર રમેશને પ્રેમ હતો. એ પ્રેમ કેવળ છોકરવાદ હતો એમાં તો શંકા જ નથી. પરંતુ તે કેટલો ઊંડો હતો તેનો અનુભવ તેને તારકેશ્વરમાં પહેલ વહેલો થયો. અને જે દિવસે સંધ્યાના અંધકારમાં રમાનો બધોય સંબંધ એકદમ તુચ્છકારી કાઢી તે ચાલી આવ્યો હતો, તે વખતે તે પ્રેમ કેટલો ઊંડો છે તેનો સૌથી વધુ સ્પષ્ટ અનુભવ થયો. ત્યાર પછી પેલી નિદારુણ રાત્રીની ઘટના પછી, રમા સાથેનો સંબંધ રમેશને મન મહા મરુ-ભૂમિની માફક ખાવા ધાતો હતો. પરંતુ તે તેનાં બધાંય કામકાજ, સૂવું બેસવું, એટલું જ નહિ પણ વિચાર અને અધ્યયન સુદ્ધાંને આવાં બેસ્વાદ કરી મૂકશે, તેની રમેશને કલ્પના પણ નહોતી. આથી ઘરના કલેશથી અને સર્વ-વ્યાપી અનાત્મીયતાથી તેના પ્રાણ હવે એક ક્ષણ પણ ગામમાં રહેવા ઇચ્છતા ન હતા, એવામાં નીચેની ઘટનાથી તે એકદમ ટટાર થઈને બેઠો.

નહેરની પેલી બાજુ આવેલું પીરપુર નામનું ગામ એમની જમીનદારીનું જ હતું. ત્યાં મુસલમાનોની વસ્તી જ વધારે હતી. એક દિવસ તેઓ ભેગા થઈને રમેશની પાસે આવ્યા. તેમણે એવી ફરિયાદ કરી કે,—"જો કે અમો તમારી જ પ્રજા છીએ, તોપણ અમારાં છોકરાંને 'મુસલમાન છો' કહી, ગામની નિશાળમાં દાખલ કરતા નથી. કેટલીક વાર પ્રયત્ન કરી જોયો પણ અમારું કંઈ વળ્યું નહિ. માસ્તરો કેમે કર્યા અમારાં છોકરાંને લેતા જ નથી."

રમેશ અચંબો પામી ક્રોધે ભરાઈ બોલ્યો,—"આવો અન્યાય ભર્યો અત્યાચાર તો કદી સાંભળ્યો નથી! તમારાં છોકરાંને આજે જ લઈ આવો; હું જાતે ઊભો રહીને તેમને દાખલ કરાવી દઈશ."

તે લોકોએ કહ્યું,—"જો કે અમો પ્રજા છીએ એ ખરું, પણ મહેસૂલ ભરીને જ જમીનનો ભોગવટો કરીએ છીએ. એટલે હિન્દુઓની માફક અમો જમીનદારથી ડરતા નથી. પણ આવી વાતમાં ઝગડો કર્યે કંઈ લાભ નથી. કારણ એથી ઝગડો થાય એ જ. સાચો લાભ કશો જ નહિ. એના કરતાં, અમો બધા મળીને એક નાની સરખી નિશાળ કાઢવાની ઇચ્છા રાખીએ છીએ, અને છોટોબાબુ અમને થોડી મદદ કરે એટલે બસ છે."

ઝગડા ટંટાથી રમેશ પોતે પણ થાકી ગયો હતો. એટલે આ વાતને વધાર્યા વિના તેઓની સૂચના યોગ્ય છે, એમ માની ટેકો આપ્યો, અને તે ક્ષણથી જ આ નવી

નિશાળ સ્થાપવાના કામમાં મંડી પડયો. એ લોકોના સંબંધમાં આવવાથી રમેશને પોતાને સ્વસ્થતા લાગી, એટલું જ નહિ પણ આ એક વર્ષમાં તેની જે શક્તિનો ક્ષય થયો હતો તે જાણે ધીમે ધીમે ફરી આવવા લાગી. રમેશે જોયું કે કુંઆપુરના હિંદુ પડોશીઓની માફક આ લોકો દરેક વાતમાં ઝગડો કરતા નથી, અને ઝગડો કરે તો પણ જરાજરામાં કોરટમાં દોડી જતા નથી. ઊલટા મુરબ્બીઓનો નિર્ણય જ મને કે કમને સ્વીકારી લેવાનો પ્રયત્ન કરે છે. જ્યારે, ખાસ કરીને દુઃખના વખતમાં એક બીજાને મદદ કરવાને કોઈ શિક્ષિત કે અશિક્ષિત હિંદુ ગ્રામવાસી આ લોકોની માફક ખરા દિલથી બહાર પડયા હોય એવું રમેશે કદી જોયું નહોતું.

એક તો રમેશને જાતિભેદ વિષે કદી આસ્થા હતી નહિ. તેમાં આ બે ગામની અવસ્થાની સરખામણી કરતાં તેની અશ્રદ્ધા સેંકડો ગણી વધી ગઈ. તેણે નક્કી કર્યું કે હિંદુઓમાં પ્રચલિત ધર્મ અને સામાજિક અસમાનતા જ ઈર્ષ્યા અને દ્વેષનું કારણ છે. જ્યારે મુસલમાન નામે, ધર્મની બાબતમાં સરખા જ ગણાય છે. એટલે એકતાની ગાંઠ એઓની માફક હિંદુઓમાં છે નહિ અને હોઈ શકે પણ નહિ, અને જાતિભેદ દૂર કરવાનો કોઈ ઉપાય જ્યારે છે નહિ, એટલું જ નહિ પણ એની વાત કાઢવી એ પણ જ્યારે ગામડાંઓમાં એક રીતે અસંભવિત છે, ત્યારે ઝઘડાટંટા ઓછા કરી, મૈત્રી અને પ્રીતિ સ્થાપવાનો પ્રયાસ કરવો, એ ગદ્ધા વૈતરું જ છે. આથી

કેટલાંક વર્ષો સુધી પોતાના ગામને માટે તેણે જે વૃથા પ્રયત્ન કર્યા કર્યો તેને માટે તેને અત્યંત પસ્તાવો થવા લાગ્યો. તેની પૂરેપૂરી ખાત્રી થઈ ગઈ કે આ લોકો આમ મારામારીમાં જ દિવસો કાઢતા આવ્યા છે અને એ રીતે જ હંમેશાં દિવસો કાઢવાના છે. તે લોકોનું ભલું કદીય કોઈ પણ ઉપાયે થવાનું નથી! પણ વાતની પૂરી ખાત્રી તો કરી લેવી જોઈએ. અનેક કારણોને લીધે ઘણા દિવસથી તે જેઠાઈમાને મળી શક્યો નહતો. પેલા મારામારીના પ્રસંગ પછી કંઈક ઈચ્છાપૂર્વક જ તે એ બાજુ જતો નહોતો. આજે મળસકે જ ઊઠીને તે એકદમ તેમના ઓરડાને ઉમરે જઈને ઊભો. જેઠાઈમાની બુદ્ધિ અને અનુભવ ઉપર તેને આટલો બધો વિશ્વાસ હતો, એ વાત તેઓ પોતે પણ જાણતાં ન હતાં. જેઠાઈ માને આટલાં વહેલાં નાહી ધોઈને તૈયાર થઈ ઝાંખા અજવાળામાં ઘરની જમીન ઉપર બેસી, આંખે ચશ્માં ચડાવી એક પુસ્તક વાંચતાં જોઈને રમેશને જરા નવાઈ લાગી. જેઠાઈ માને પણ કંઈ ઓછું આશ્ચર્ય ન થયું. પુસ્તક બંધ કરી તેને આદરપૂર્વક અંદર બોલાવી બેસાડયો અને તેના મોં તરફ જોઈ પૂછયું,—"આટલો બધો વહેલો કંઈ!"

રમેશે કહ્યું,—"ઘણા દિવસથી તમને મળાયું નહોતું, જેઠાઈ મા. હું પીરપુરમાં એક નિશાળ કાઢું છું."

વિશ્વેશ્વરીએ કહ્યું,—"સાંભળ્યું છે. પણ આપણી નિશાળમાં હવે ભણાવવા કેમ જતો નથી, કહેને?"

રમેશે કહ્યું,—" તે જ વાત કરવાને આવ્યો છું, જેઠાઈ મા. આ લોકોના ભલાને માટે પ્રયત્ન કરવો એ ખાલી ગદ્ધાવૈતરું છે. જેઓ એક બીજાનું ભલું દેખી શકતા નથી, જેઓને આટઆટલું અભિમાન અને અહંકાર છે, તેઓમાં મહેનત કરી મરવામાં કાંઈ લાભ નથી. માત્ર નફામાં પોતાના જ દુશ્મનો વધે છે. બલકે જેમનું ભલું કરવાનો પ્રયત્ન કરવાથી સાચે જ ભલું થાય એમ છે ત્યાં જ હું પરિશ્રમ કરીશ."

જેઠાઈ માએ કહ્યું,—" એમાં તો કશું જ નવું નથી, રમેશ. પૃથ્વીમાં ભલું કરવાનો ભાર જેણે જેણે પોતાના ઉપર લીધો છે, તેના શત્રુની સંખ્યા હંમેશાં વધતી જ આવી છે. એની બીકે જેઓ પાછા હઠી જાય છે તેમના ટોળામાં જો તુંયે ભળી જશે, તો એ ચાલવાનું નથી, ભાઈ. આ ગુરુભાર ભગવાને તારે માથે નાખ્યો છે, તારે જ ઉપાડવો પડશે. પરંતુ હેં રમેશ! કહે છે, કે તું એ લોકોના હાથનું પાણી પીએ છે?"

રમેશે હસીને કહ્યું,—" જોયું ને જેઠાઈ મા, એટલામાં તો તમારે કાને પણ પહોંચી ગયું! હજુ પીધું નથી, પણ પીવામાં મને કાંઈ વાંધો લાગતો નથી. હું તમારા લોકોના જાતિભેદમાં માનતો નથી."

જેઠાઈ માએ આશ્ચર્ય પામીને પૂછ્યું,—" માનતો નથી એટલે શું? એ કંઈ ખોટી વાત છે, અથવા જાતિભેદ છે જ નહિ, કે તું નહિ માને?"

રમેશે કહ્યું,—"બરાબર એ જ વાત પૂછવા માટે, જેઠાઈમા, હું આજ તમારી પાસે આવ્યો હતો. જાતિભેદ છે એ હું કબૂલ કરું છું, પણ હું એને સારી વસ્તુ માનતો નથી."

"કેમ ?"

રમેશે એકાએક ઉશ્કેરાઈ જઈને કહ્યું,—"કેમ, એ શું તમને કહેવું પડશે ? એમાંથી જ બધા વિખવાદો, બધી પક્ષાપક્ષી ઊભી થાય છે, એ શું તમારું અજાણ્યું છે ? સમાજમાં જેને હલકા ગણવામાં આવે છે, તેઓ ઉચ્ચ ગણાતાની ઈર્ષ્યા કરે, આ હલકા ગણાવા સામે બળવો ઉઠાવી તેમાંથી મુક્ત થવા માગે, એ તદ્દન સ્વાભાવિક છે. હિંદુઓ સંગ્રહ કરવા ઇચ્છતા નથી, તેમને આવડતું પણ નથી. માત્ર ખોતાં આવડે છે. પોતાનું અને પોતાની જાતનું રક્ષણ કરવાનો અને વધારવાનો જે એક સાંસારિક નિયમ છે, તેનો આપણે સ્વીકાર કરતા નથી એટલે જ રોજ રોજ આપણો ક્ષય થતો જાય છે. આ વસતીગણતરી કરવામાં આવે છે તેનો હેવાલ જો તમે વાંચી જુઓ તો તમે કંપી ઊઠો. માણસને હલકા ગણી અપમાન કરવાનું ફળ પ્રત્યક્ષ તમે જોઈ શકત. તમે જોઈ શકત કે હિંદુઓ કેવી રીતે દહાડે દિવસે ઘટતા જાય છે, અને મુસલમાનોની સંખ્યા વધતી જાય છે. અને છતાં હિંદુઓને ભાન આવતું નથી."

વિશ્વેશ્વરીએ હસીને કહ્યું,—"તારે મોઢે આટલું બધું સાંભળ્યા છતાં હજીયે રમેશ, મને ભાન આવતું નથી. જેઓ વસતીગણતરી કરે છે તેઓ જો ગણીને એવું કહી

શકે, કે હલકી ગણાતી જાતિના આટલા લોકો કેવળ હલકા ગણાવાની બીકથી જ વટલાઈ ગયા છે, તો તો કદાચ મને ભાન આવે પણ ખરું. હિંદુઓની સંખ્યા ઘટતી જાય છે એ હું કબૂલ કરું છું;—પણ તેનું કારણ જુદું છે. એ પણ સમાજની ત્રુટિ છે એ ખરું; પરંતુ હલકા ગણાતા લોકો વટલાઈ જાય છે એ તેનું કારણ નથી. હલકા ગણાવા માટે જ કદી કોઈ હિંદુ વટલાયો નથી."

રમેશે સંદિગ્ધ સ્વરે કહ્યું,—"પણ, જેઠાઈ મા, વિદ્વાનો તો એ જ અનુમાન કાઢે છે."

જેઠાઈમાએ કહ્યું,—"ભાઈ, અનુમાનની વિરુદ્ધ કંઈ દલીલ હોઈ શકે? કોઈ જો એવી માહિતી આપે કે અમુક ગામના, આટલા હલકી જાતના લોકો આ જ કારણે આ વર્ષે વટલાયા છે, તો કદાચ પંડિતોની વાત સાંભળીએ. પણ મને ખાત્રી છે કે એવી માહિતી કોઈ આપી શકવાનું નથી."

રમેશે તથાપિ દલીલ કરીને કહ્યું,—"પરંતુ જેઓ હલકા ગણાય છે તેઓ બીજા ઉચ્ચ વર્ણોની ઈર્ષ્યા કરે એ તો મને સાચું લાગે છે, જેઠાઈ મા."

રમેશના, તીવ્ર અને ઉશ્કેરાયલા અવાજથી વિશ્વેશ્વરી ફરી હસી પડયાં, બોલ્યાં,—"સાચી વાત નથી ભાઈ, લગીરે સાચી વાત નથી. આ તમારું શહેર નથી. ગામડાંમાં માણસ ઊંચ છે કે નીચ, એની કોઈને કશી પડી નથી હોતી. નાનો ભાઈ જેમ પોતે નાનો છે એટલા માટે મોટા ભાઈની ઈર્ષ્યા કરતો નથી, એક બે વર્ષ મોડો જન્મ્યો એ માટે જેમ

તેના મનમાં લેશ પણ ક્ષોભ જાગતો નથી, એવી જ સ્થિતિ ગામડાંઓમાં પણ છે. અહીં કાયસ્થ પોતે બ્રાહ્મણ જન્મ્યો નહિ એ માટે સહેજ પણ દુઃખ કરતો નથી. કૈવર્ત પણ કાયસ્થની બરોબરનો થવા માટે સહેજ પણ પ્રયત્ન કરતો નથી. મોટાભાઈને પ્રણામ કરતાં નાનાભાઈનું જેમ શરમથી માથું વઢાઈ જતું નથી, તેમ કાયસ્થને પણ બ્રાહ્મણની જરા ચરણરજ લેવામાં લેશ પણ સંકોચ થતો નથી. એમ નથી ભાઈ, જાતિભેદ-ઈર્ષ્યા અને દ્વેષનું કારણ નથી. કંઈ નહિ તોયે બંગાળાનાં આચારસ્થાન જેવાં ગામડાંમાં તો નથી જ નથી."

રમેશ મનમાં ને મનમાં આશ્ચર્ય પામી બોલ્યો,–"તો જેઠાઈ મા, આમ કેમ થતું હશે? પેલા ગામમાં તો આટ-આટલાં ઘર મુસલમાન છે. તેઓમાં કેમ આવા ઝઘડા નથી? એક જણ બીજાને વિપત્તિના વખતમાં આમ દબાવી મારતો નથી. પેલે દહાડે પૈસાને અભાવે દ્વારિક ઠાકુરનું પ્રાયશ્ચિત્ત થયું નહતું, એટલા માટે કોઈ તેના શબને ખુંધો અડવા તૈયાર નહોતું, એ તો તમે જાણો જ છો."

વિશ્વેશ્વરીએ કહ્યું,–"જાણું છું ભાઈ, બધું ય જાણું છું. પણ જાતિભેદ તેનું કારણ નથી. કારણ એ છે કે મુસલમાનોમાં હજુયે સાચો ધર્મ રહેલો છે. પણ આપણામાં તે નથી. જેને યથાર્થ ધર્મ કહેવાય તે ગામડાંમાંથી બિલકુલ અલોપ થઈ ગયો છે. રહ્યાં છે માત્ર કેટલાક આચારવિચારના કુસંસ્કાર અને તેમાંથી ઉત્પન્ન થતી પક્ષાપક્ષી."

તેના મનમાં લેશ પણ ક્ષોભ જાગતો નથી, એવી જ સ્થિતિ ગામડાંઓમાં પણ છે. અહીં કાયસ્થ પોતે બ્રાહ્મણ જન્મ્યો નહિ એ માટે સહેજ પણ દુઃખ કરતો નથી. કૈવર્ત પણ કાયસ્થની બરોબરનો થવા માટે સહેજ પણ પ્રયત્ન કરતો નથી. મોટાભાઈને પ્રણામ કરતાં નાનાભાઈનું જેમ શરમથી માથું વઢાઈ જતું નથી, તેમ કાયસ્થને પણ બ્રાહ્મણની જરા ચરણરજ લેવામાં લેશ પણ સંકોચ થતો નથી. એમ નથી ભાઈ, જાતિભેદ-ઈર્ષ્યા અને દ્વેષનું કારણ નથી. કંઈ નહિ તોયે બંગાળાનાં આધારસ્થાન જેવાં ગામડાંમાં તો નથી જ નથી.”

રમેશ મનમાં ને મનમાં આશ્ચર્ય પામી બોલ્યો,–“તો જેઠાઈ મા, આમ કેમ થતું હશે? પેલા ગામમાં તો આટ-આટલાં ઘર મુસલમાન છે. તેઓમાં કેમ આવા ઝગડા નથી? એક જણ બીજાને વિપત્તિના વખતમાં આમ દબાવી મારતો નથી. પેલે દહાડે પૈસાને અભાવે દ્વારિક ઠાકુરનું પ્રાયશ્ચિત્ત થયું નહતું, એટલા માટે કોઈ તેના શબને સુદ્ધાં અડવા તૈયાર નહોતું, એ તો તમે જાણો જ છો.”

વિશ્વેશ્વરીએ કહ્યું,–“જાણું છું ભાઈ, બધું ય જાણું છું. પણ જાતિભેદ તેનું કારણ નથી. કારણ એ છે કે મુસલમાનોમાં હજીયે સાચો ધર્મ રહેલો છે. પણ આપણામાં તે નથી. જેને યથાર્થ ધર્મ કહેવાય તે ગામડાંમાંથી બિલકુલ અલોપ થઈ ગયો છે. રહ્યાં છે માત્ર કેટલાક આચારવિચારના કુસંસ્કાર અને તેમાંથી ઉત્પન્ન થતી પક્ષાપક્ષી.”

રમેશ હતાશભાવે એક નિઃશ્વાસ નાખી બોલ્યો,—"એનો કશો ઉપાય નથી, જેઠાઈ મા ?"

વિશ્વેશ્વરીએ કહ્યું,—"છે સ્તો ભાઈ. જ્ઞાન એ જ એનો ઉપાય છે—જે માર્ગે તેં પગલાં માંડયાં છે, એ જ માર્ગે. એટલા જ માટે તો હું તને વારે વારે કહું છે, કે આ તારી જન્મભૂમિને કદી છોડી જઈશ નહિ."

જવાબમાં રમેશ કંઈક કહેવા જતો હતો, પણ વિશ્વેશ્વરી વચમાં જ બોલી ઊઠયાં,—"તું કહેશે કે મુસલમાનોમાંયે અજ્ઞાન ભારોભાર છે. પરંતુ તેમના સજીવ ધર્મે જ તેઓને બધી બાજુએથી ઠેકાણે રાખ્યા છે. એક વાત કહું છું રમેશ, પીરપુરમાં જો તું તપાસ કરે તો તને ખબર પડશે કે જાફર નામના એક મોટા માણસનો તેઓએ બધાએ બહિષ્કાર કર્યો છે. કારણ કે તે પોતાની વિધવા સાવકી માને ખોરાકી આપતો નથી. પણ આપણા આ ગોવિંદ ગાંગુલીએ પેલે દહાડે તેની વિધવા ભાભીને પોતાને હાથે મારીને અધમૂઈ કરી નાખી, પણ સમાજ તરફથી તેને સજા થવાનું તો ચૂલામાં ગયું, તે પોતે જ સમાજનું માથું થઈને બેઠો છે. આ બધા અપરાધોને આપણે વ્યક્તિગત પાપપુણ્ય ગણીએ છીએ; એની સજા ભગવાનને કરવી હશે તે કરશે, પણ ગામનો સમાજ તે તરફ નજર પણ કરતો નથી."

આ નવી હકીકત સાંભળીને એક બાજુ રમેશ જેમ અવાક્ થઈ ગયો, તેમ બીજી બાજુ એને સનાતન સત્ય તરીકે સ્વીકારવાને તેનું મન આનાકાની કરવા લાગ્યું. વિશ્વેશ્વરી

જાણે એ સમજી જઈ ને જ બોલ્યાં,—"ભાઈ, પરિણામને પણ ઉપાય માનવાની ભૂલ કરીશ નહિ. જેને લીધે તારા મનમાંથી સંશય દૂર થતો નથી—તે ઊંચ નીચ સંબંધે મારામારી કરવી એ અવનતિનું એક લક્ષણ છે—કારણ નથી, રમેશ. સૌ પહેલાં એનો ઉપાય કર્યા વિના ચાલવાનું નથી એમ માની, જો એ જ પ્રશ્ન તું છેડશે તો આ અને તે બંને જશે. વાત સાચી છે કે નહિ, એની જો ખાતરી કરવી હોય તો રમેશ, શહેરની પાસેનાં બે ચાર ગામડાંમાં ફરી આવી તેમની સાથે તારા કુંઆપુરની સરખામણી કરી જોજે. તને પોતાને જ ખબર પડશે."

કલકત્તાની છેક નજીક આવેલા એક ગામની સાથે રમેશને ગાઢ પરિચય હતો. તેની એકંદર સ્થિતિ મનમાં મનમાં વિચારી જોવાનો પ્રયત્ન કરતાં જ એકાએક તેની આંખ આગળથી જાણે એક કાળો પડદો દૂર થઈ ગયો, અને ભારે સંભ્રમ અને વિસ્મયથી મૂંગો મૂંગો વિશ્વેશ્વરીના મોં તરફ જોઈ રહ્યો. પણ તેમણે તે તરફ સહેજ પણ ધ્યાન આપ્યા વિના પોતાની જ વાત આગળ ચલાવતાં ધીમે ધીમે કહેવા માંડ્યું,—"એટલે જ તો હું તને વારે વારે કહું છું કે ભાઈ, તું તારી જન્મભૂમિને છોડી જઈશ નહિ. તારા જેવા, બહાર મોટા થયેલા, તારી માફક જ જો ગામમાં પાછા આવતા હોત, બધોય સંબંધ તોડી નાખીને ચાલ્યા ન જતા હોત, તો ગામડાં-ગામની આવી દુરવસ્થા થઈ ન હોત. તેઓ કદી ગોવિંદ ગાંગુલીને માથે ચડાવી તને દૂર હડસલી ન મૂકત."

રમેશને રમાની વાત યાદ આવી. એટલે ફરી રીસ પૂર્વક બોલ્યો,—" દૂર ખસી જવામાં મને પણ હવે કંઈ દુઃખ થતું નથી, જેઠાઈ મા. "

વિશ્વેશ્વરી રીસ કળી ગયાં પણ એનું કારણ સમજી શક્યાં નહિ. તેઓ બોલ્યાં,—" ના, રમેશ, એ કદી ન બને. તું જ્યારે આવ્યો છે, કામ જ્યારે શરૂ કર્યું છે તો હવે જો તું અધવચ મૂકી જઈશ તો તારી જન્મભૂમિ તને માફ નહિ કરે. "

" કેમ જેઠાઈ મા, જન્મભૂમિ કંઈ મારા એકલાની થોડી જ છે ? "

જેઠાઈ મા ઊકળીને બોલ્યાં,—" તારા એકલાની જ છે તો ભાઈ, એ કેવળ તારી જ મા છે. જોતો નથી કે માએ કદી છોકરાંની પાસે મોં ફાડીને હક્ક કરીને કંઈ માગ્યું નથી, તેથી આટઆટલા લોકો હોવા છતાં કોઈનેય કાને તેમનું રુદન પહોંચી શક્યું નહોતું. પણ તેં આવતાં વેંત જ સાંભળી લીધું. "

રમેશે વધુ દલીલ કરી નહિ. કેટલીક વાર સ્થિર બેસી રહી, નિઃશબ્દે ઊંડી શ્રદ્ધાપૂર્વક વિશ્વેશ્વરીની ચરણરજ માથે લઈ તે બહાર ચાલ્યો ગયો.

ભક્તિ, કરુણા અને એકાગ્ર કર્તવ્યનિષ્ઠાથી હૃદય પરિપૂર્ણ કરી લઈ, રમેશ ઘેર પાછો આવ્યો ત્યારે તરતનો જ સૂર્યોદય થયો હતો. તેના ઘરની પશ્ચિમ તરફની ખુલ્લી બારી આગળ ઊભો રહી તે સ્તબ્ધ આકાશ તરફ જોઈ

રહ્યો હતો. એકાએક બાળકનો અવાજ સાંભળી ચમકી મોં ફેરવીને જુએ છે, તો રમાનો નાનો ભાઈ જતીન બારણા બહાર ઊભો રહી લજ્જાથી લાલ થયેલે મુખે બૂમ પાડતો હતો. "છોડદા !"

રમેશે પાસે જઈ હાથ ધરી તેને અંદર લાવી પૂછ્યું,— "કોને બૂમ પાડે છે, જતીન ?"

"આપને"

"મને ? મને 'છોડદા' કહેવાનું તને કોણે કહ્યું ?"

"મોટી બહેને"

"મોટી બહેને ? તેણે મને કંઈ કહેવરાવ્યું છે ?"

જતીને માથું ધુણાવી કહ્યું,—"ના, મોટી બહેને કહ્યું કે 'મને તું તારા છોડદાને ઘેર લઈ જા. પેલાં ત્યાં ઊભાં." એમ કહીને તેણે બારણા તરફ જોયું. રમેશે આશ્ચર્ય પામીને ઉતાવળા ઉતાવળા જઈ જોયું, તો રમા એક થાંભલાની આડમાં ઊભી હતી. આગળ આવીને વિનયપૂર્વક બોલ્યો,—"આજે નસીબ ફર્યું લાગે છે. પણ મને બોલાવવાને બદલે તેં શા સારુ તસ્દી લીધી ? આવ, અંદર આવ."

રમાએ જરા આનાકાની કરી. પછી જતીનનો હાથ પકડી રમેશની પાછળ પાછળ તેના ઓરડાના ઉંબર આગળ જઈ બેસી પડી. બોલી—"આજે એક વસ્તુની ભિક્ષા માગવા ઠેઠ આપને ઘેર આવી છું. બોલો આપશો ?" એમ કહીને તે રમેશના મોં તરફ સ્થિર નજરે જોઈ રહી.

એ દૃષ્ટિથી રમેશના ભર્યાભર્યા હૃદયની તંત્રીઓ એકાએક જાણે ઉન્માદના શબ્દથી ઝણઝણી ઊઠી, તૂટીને વીખરાઈ ગઈ. સહેજ પહેલાં જ તેના મનમાં જે સંકલ્પ, આશા અને આકાંક્ષા અનુપમ તેજથી નૃત્ય કરી રહ્યાં હતાં, તે બધાંય એકાએક ઝાંખાં પડી ગયાં. તો પણ તેણે પૂછ્યું,—"શું જોઈએ છે, ? બોલ."

તેની અસ્વાભાવિક શુષ્કતા રમાની નજર બહાર રહી નહિ. તેણે પૂર્વવત જ તેના મુખ ઉપર દૃષ્ટિ સ્થિર રાખી કહ્યું,—"પહેલાં વચન આપો."

રમેશ થોડી વાર ચૂપ રહી માથું હલાવી બોલ્યો,—"તે નહિ બને. તને કશું પૂછ્યા વિના વચન આપવાની મારી શક્તિ તેં તારે હાથે જ હરી લીધી છે, રમા."

રમાએ આશ્ચર્ય પામી કહ્યું,—"મેં ?"

રમેશે કહ્યું,—"તારા સિવાય એ કરવાની શક્તિ બીજા કોઈમાં હતી જ નહિ. રમા, આજ હું તને એક સાચી વાત કહીશ. તને ફાવે તો માનજે, નહિ તો ન માનતી. જો એ વસ્તુ મરીને તદ્દન નામશેષ ન થઈ ગઈ હોત તો કદાચ હું તને કદી કહી ન શકત" એમ કહી જરા વાર ચૂપ રહી તેણે ફરી કહ્યું,—"આજે હવે કોઈ પક્ષને કંઈ પણ લાભ હાનિ થવાનો સંભવ નથી, એટલે આજે હું તને કહું છું કે તને ન અપાય એવું તે દિવસ સુધી મારે કશું જ નહતું. પરંતુ કેમ, ખબર છે ?"

રમાએ માથું ધુણાવી ને તો ના કહી, પણ તેનું અંતઃકરણ એક પ્રકારની લજ્જાજનક આશંકાથી થરથરી

ઊઠયું. રમેશે કહ્યું,—" પણ સાંભળીને ચિડાઇશ નહિ. તેમ જરા યે શરમાઇશ પણ નહિ. એમ જ માનજે કે આ કોઈ પ્રાચીન કાળની એકાદ વાર્તા સાંભળે છે."

રમાએ મનમાં ને મનમાં વાત અટકાવવાને પુષ્કળ પ્રયત્ન કર્યો, પણ તેનું માથું એટલું તો ઝૂકી પડયું હતું કે કેમે કરી ઊંચું કરી શકી નહિ. રમેશ એવા ને એવા શાંત, મૃદુ અને નિર્લિપ્ત કંઠે બોલવા લાગ્યો,—" રમા, હું તને ચાહતો હતો. આજે મને લાગે છે કે એવો પ્રેમ કોઇએ કદી કર્યો નહિ હોય. નાનપણમાં માને મોઢે સાંભળતો કે આપણાં બેનાં લગ્ન થવાનાં છે. ત્યાર પછી જે દિવસે બધી આશાઓ તૂટી પડી, તે દિવસે હું રડી પડયો હતો. એ મને આજે પણ યાદ આવે છે."

" આ શબ્દો ઊકળતા સીસાની માફક રમાના કાનોમાં જઈ તેને બાળવા લાગ્યા, અને તદ્દન અપરિચિત અનુભવની અસહ્ય તીવ્ર વેદનાથી તેના હૃદયને એક છેડાથી બીજા છેડા સુધી કાપીને કચી કચી કરી નાખવા લાગ્યા. કિંતુ અટકાવવાને કશો ઉપાય ન જડવાથી, તદ્દન લાચાર બની પથ્થરના પૂતળાની માફક સ્તબ્ધ બેસી રહી, રમા રમેશના ઝેરી પણ મધુર શબ્દો એક પછી એક ક્રમાનુસાર સાંભળી લેવા લાગી. રમેશ કહેવા લાગ્યો,—" તને એમ લાગે છે કે આ બધી વસ્તુ તને કહેવી એ ખોટું છે. મારા મનમાં પણ એવો જ સંદેહ હતો, એટલે જ પેલે દહાડે તારકેશ્વરમાં જ્યારે એક જ દિવસના સ્નેહથી મારું

આખુંય જીવન તેં બદલી નાખ્યું, ત્યારે પણ હું મૂંગો રહ્યો હતો, પરંતુ એ મૂંગા રહેવું મારે માટે સહેલું ન હતું."

રમાથી હવે રહેવાયું નહિ. તે બોલી,—"તો આજે હું તમારા ઘરમાં આવી છું એ લાગ સાધી મારું અપમાન શા માટે કરો છો?"

રમેશ બોલ્યો,—"અપમાન? અપમાન શાનું? આમાં માન અપમાનની વાત જ નથી. આ જે લોકોની વાત થાય છે, તે રમા પણ તું કદી હતી નહિ, અને તે રમેશ પણ હવે હું રહ્યો નથી. ગમે તે હો, સાંભળ, તે દિવસે કોણ જાણે કેમ મને દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો હતો, કે તું ગમે તે બોલે, ગમે તે કરે પણ મારું બુરું તું કદી સહી શકવાની નથી. કદાચ મેં એમ પણ માન્યું હશે કે બાળપણમાં તું મારા ઉપર સ્નેહ રાખતી હતી. એ સ્નેહ તું પૂરેપૂરો ભૂલી શકી નથી, એટલે મેં એવો વિચાર કર્યો હતો, કે તને કશું જ જણાવ્યા વિના તારી છાયામાં બેસી મારા જીવનનાં બધાં કાર્યો ધીમે ધીમે કરતો રહીશ. ત્યાર પછી પેલે દિવસે રાત્રે અકબરને પોતાને મોઢે જ્યારે સાંભળ્યું કે તું પોતે– આ શું? બહાર આટલો ઘોંઘાટ શાનો?"

"બાબુ,—" એવો ગોપાલ સરકારનો ગભરાયેલો વ્યાકુળ શબ્દ સાંભળી, રમેશ ઓરડાની બહાર આવ્યો એટલે તેણે કહ્યું,—"બાબુ, પોલીસે ભજુઆને ગિરફતાર કર્યો છે."

"કેમ ?"

"ગોપાલના હોઠ ભયથી ધ્રૂજતા હતા. તે જેમ તેમ કરી બોલ્યો,—" કહે છે, કે પરમ દિવસે રાતે રાધાનગરમાં લૂંટ પડી તેમાં તે હતો."

રમેશે ઓરડા તરફ જોઈ કહ્યું,—"હવે એક મિનિટ પણ રોકાઈશ નહિ. પાછલે બારણેથી ચાલી જા. પોલીસ જડતી લીધા વિના નહિ રહે."

"રમાનું મોં કાળું પડી ગયું. તે ઊઠી ઊભી થઈ બોલી,—" તમને તો નહિ પકડે ને ?"

રમેશે કહ્યું,—"કંઈ કહેવાય નહિ. વાત ક્યાં સુધી પહોંચી છે તેની મને કંઈ ખબર નથી."

રમાના હોઠ જરા ધ્રૂજી ઊઠ્યા. તે પોતે પોલીસમાં તે દિવસે ફરિયાદ નોંધાવી આવી હતી તે તેને યાદ આવ્યું. તરત જ તે રડી પડી બોલી,—"મારે જવું નથી."

રમેશ નવાઈ પામી ઘડીભર અવાક્ બની બોલ્યો,—"છિઃ, અહીં રહેવામાં ફાયદો નથી. જલદી બહાર ચાલી જા, રમા." એમ કહીને બીજું કશું સાંભળ્યા વિના જતીનનો હાથ પકડી બળપૂર્વક ખેંચી આ બંને ભાઈ બેનને પાછલે બારણેથી બહાર કાઢી મૂકી, બારણું બંધ કરી દીધું.

આજે બે માસ થયાં કેટલાક લૂંટના ગુનેગારોની સાથે ભજુઆ હાજતમાં છે. પેલે દહાડે જડતીમાં રમેશના ઘરમાંથી સંદેહજનક કશું મળ્યું નહોતું, અને ભૈરવ આચાર્યે સાક્ષી આપી હતી કે તે રાત્રે ભજુઆ તેમની સાથે તેમની છોકરીને માટે વર જોવા ગયો હતો. તો પણ તેને જામીન ઉપર છોડયો નહિ.

વેણીએ આવીને કહ્યું,—" રમા, અનેક ચાલનો વિચાર કર્યા પછી કામ કરવું પડે છે, દિદિ. તે વિના શત્રુ એકાએક હાથમાં આવતો નથી. પેલે દહાડે શેઠના હુકમથી ભજુઆ લાઠી લઈને તારે ઘેર માછલી લેવા ચડી આવ્યો હતો, એ વાત જો તેં થાણામાં લખાવી ન રાખી હોત, તો આજે એ બેટાને આમ સકંજામાં લેવાત નહિ. એ પ્રમાણે રમેશને નામે પણ જો બે શબ્દો વધારીને લખાવી દીધા હોત ને બહેન, તો ખરું થાત. પણ તે વખતે તમે તો કોઈએ મારી વાત કાન પર લીધી નહિ."

રમા એવી તો મ્લાન થઈ ગઈ કે તે જોતાં જ વેણી

બોલી ઊઠયો,—"ના, ના, તારે સાક્ષી આપવા નહિ જવું પડે. અને કદાચ જવું પડે તોય શું? જમીનદારી કરવી હોય તો કોઈ વાતમાં પાછા હઠયે નહિ ચાલે."

રમા કશું બોલી નહિ. વેણી બોલવા લાગ્યો,—"પણ તેને તો સહેલાઈથી પકડાય એવું નથી. તોપણ તેય આ વખતે ઓછી ચાલાકી કરતો નથી, બહેન. આ જે નવી નિશાળ કાઢી છે એને લીધે આપણને બહુ મુશ્કેલી થશે. આમે ય મુસલમાન રૈયત જમીનદાર તરીકે આપણને સ્વીકારવા તૈયાર નથી, તેમાં વળી લખતાં વાંચતાં શીખ્યા તો તો જમીનદારી રહે ન રહે બધું સરખું જ થઈ રહેશે—એ હું અત્યારથી કહી મૂકું છું."

જમીનદારીના હિતાહિતની બાબતમાં રમા હમેશાં વેણીની સલાહ મુજબ જ ચાલતી. એ સંબંધે બે જણ વચ્ચે કદી મતભેદ સરખો થતો નહિ. આજે જ પહેલીવાર રમાએ દલીલ કરી. તે બોલી,—"રમેશદાને પોતાને પણ કંઈ એમાં ઓછું નુકસાન નથી."

વેણીને પોતાને પણ એ વિષે સારી પેઠે વહેમ હતો જ. તેણે જોઈ વિચારીને જે નક્કી કર્યું હતું તે જ તે બોલ્યો,—"સમજીને રમા, એમાં પોતાના નુકસાનનો વિચાર કરવાનો નથી હોતો. આપણે બે મુશ્કેલીમાં પડીએ એટલાથી જ તેને તો આનંદ થશે. જોતી નથી, આવ્યો ત્યારથી કેવા રૂપિયા વેરે છે તે? ચારે કોર નીચલા વર્ગના લોકોમાં "છોટોબાબુ" "છોટોબાબુ" થઈ ગયું છે. જાણે એ જ એક

માણસ અને આપણે બે ઘરનાં તો કંઈ જ નહિ. પણ એ લાંબા દિવસ નહિ ચાલે. તેં એને પોલીસની આંખે ચડાવી દીધો છે એથી જ એને આખર સુધી ખરાબ થવું પડશે—એ હું કહી મૂકું છું.” એમ બોલીને વેણી મનમાં ને મનમાં જરા નવાઈ પામ્યો. તેણે જોયું કે આ સમાચાર સંભળાવી રમા પાસેથી તેણે જે ઉત્સાહ અને ઉત્તેજનાની આશા રાખી હતી, તેમાંનું કશું જ મળ્યું નહિ. ઊલટું એકાએક તેના મોંનો રંગ ઊડી ગયો એમ લાગ્યું અને તેણે પૂછ્યું,—“મેં લખાવ્યું હતું તે વાત રમેશદા જાણવા પામ્યા છે?”

વેણી બોલ્યો,—“બરાબર ખબર નથી.પણ જાણશે તો ખરો જ. ભજુઆના મુકદ્દમામાં બધી જ વાત નીકળશે.”

રમા પછી કશું બોલી નહિ. મૂંગે મોઢે તે અંદર ને અંદર જાણે કોઈ ભારે આઘાતની પીડા શમાવવા લાગી—તેને વારેવારે એ જ વાત યાદ આવવા લાગી, કે રમેશને મુશ્કેલીમાં નાખવામાં તે જ સૌથી અગ્રેસર હતી, એ વાત રમેશની જાણ બહાર રહેવાની નથી. થોડીવાર પછી ઊંચું જોઈ તેણે પૂછ્યું,—“બડોદા, આજકાલ બધાંને મોઢે જ તેમનું નામ ચડી ગયું છે.”

વેણી બોલ્યો,—“માત્ર આપણા જ ગામમાં નહિ. પણ મેં તો સાંભળ્યું છે, કે એની દેખાદેખી બીજાં પણ પાંચ છ ગામમાં નિશાળ કાઢવાની, રસ્તા બાંધવાની તૈયારી ચાલી રહી છે. આજકાલ નીચલા વર્ગના લોકો બધા વાતો કરે છે, કે ગોરાઓના દેશમાં ગામેગામ અક્કેક બબ્બે નિશાળો

હોય છે, એટલે જ તેઓની આટલી ઉન્નતિ થઈ છે. રમેશે એવું જાહેર કર્યું છે, કે જ્યાં જ્યાં નવી નિશાળ સ્થપાશે ત્યાં ત્યાં તે બસોને બસો રૂપિયા આપશે. એના દાદાના જેટલા રૂપિયા મળ્યા છે તે બધા જ એ એમાં ખરચવાનો છે. મુસલમાનો તો એને પીરપેગંબર જ માની બેઠા છે."

રમાના પોતાના હૃદયની અંદર એવી એક કલ્પના ક્ષણભર વીજળીની માફક ઝબકારો કરી ચાલી ગઈ, કે 'મારું પોતાનું નામ પણ એની સાથે જોડાય તો કેવું સારું!" પણ એ તો એક ક્ષણને માટે જ. બીજી ક્ષણે જ તેનું આખું હૃદય બમણા અંધકારથી છવાઈ ગયું.

વેણી બોલવા લાગ્યો,—"પણ હું ય સહેલમાં છોડું એમ નથી. તે અમારી બધી પ્રજાને આમ કરી કરી બગાડી મૂકે અને અમો જમીનદાર થઈને, આંખ મોં બંધ કરી જોયા કરીશું, એવું કોઈએ સ્વપ્ને પણ માનવું નહિ. આ બેટો ભૈરવ આચાર્ય આ વખતે ભજુઆનો સાક્ષી થઈ શી રીતે પોતાની છોકરીનાં લગ્ન કરે છે, તે હું બરાબર જોઈ લઈશ. બીજી પણ એક યુક્તિ છે—જોઉં છું ગોવિંદ કાકા શું કહે છે. ત્યાર પછી ગામડાંમાં લૂંટ તો ચાલુ જ છે. આ વખતે જો ચાકરને જેલમાં ધકેલી શકીએ, તો પછી શેઠને પૂરવામાં આપણને બહુ મહેનત નહિ પડે. પેલે પહેલે દિવસે જ તેં જે કહ્યું હતું, રમા, કે દુશ્મનાવટ કરવામાં એ પણ પાછી પાની કરશે નહિ, તે આમ આટલું સાચું થઈને ઊભું રહેશે, એવું મેં પણ નહોતું માન્યું."

રમા કશું બોલી નહિ. પોતાની પ્રતિજ્ઞા અને ભવિષ્યવાણી આમ અક્ષરેઅક્ષર સાચી પડવાના સમાચાર મળવા છતાં સ્ત્રીનું મુખ અહંકારથી ઉજ્જવલ થઈ ન ઊઠે, પણ ઊલટું કાળું પડી જાય, એ તે કેવી અવસ્થા હશે, એ વાત સમજવાની શક્તિ વેણીમાં નહોતી. તે ભલેને, પણ વસ્તુ એટલી તો સ્પષ્ટ હતી, કે કોઈની પણ નજરબહાર રહે એવો સંભવ નહોતો—વેણીની પણ નજરબહાર રહી નહિ. મનમાં ને મનમાં જરા નવાઈ પામી વેણી રસોડામાં જઈ માસીની સાથે થોડી વાત કરી ઘેર પાછો જતો હતો. એવામાં રમાએ હાથ હલાવી તેને પાસે બોલાવી, મૃદુ સ્વરે કહ્યું,—"વારુ, બડોદા, રમેશદા જેલમાં જાય તો તે આપણે માટે ભારે કલંકની વાત નહિ કહેવાય?"

વેણીએ તેથી વધુ આશ્ચર્ય બતાવી પૂછયું,—"કેમ?"

રમાએ કહ્યું,—"આપણા સગાને જો આપણે ન બચાવીએ તો બધા લોકો આપણો જ ફિટકાર કરશે."

વેણીએ જવાબ દીધો,—"એ તો એ જેવું કરશે તેવું ભોગવશે, તેમાં આપણને શું?"

રમાએ તેવા જ મૃદુ કંઠે કહ્યું,—"પણ રમેશદા કંઈ ખરેખર જ લૂંટફાટ કરતા નથી. ઊલટા બીજાના ભલાને માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી રહ્યા છે, એ વાત કંઈ કોઈનાથીયે છૂપી રહેવાની નથી. વળી આપણે પોતાને પણ ગામમાં મોઢું તો બતાવવું જ પડશે."

વેણી હી-હી કહીને ખૂબ હસી લઈને પછી બોલ્યો,—

"તને થયું છે શું, કહે તો, બહેન." આ માણસના મોઢાની સાથે રમેશના મોઢાની મનમાં ને મનમાં સરખામણી કરી લીધા પછી રમા જાણે માથું ઊંચું જ કરી શકી નહિ. તે બોલી,—"ગામના લોકો બીકના માર્યા મોઢા ઉપર કશું ન કહે પણ પાછળ તો બોલશે જ. તમે કહેશો પીઠ પાછળ તો રાજાની માને પણ ડાકણ કહે; પણ ભગવાન તો બેઠો છે. નિરપરાધીને ખોટી સજા કરાવીએ તો એ આપણો છૂટકો નહિ કરે."

વેણી કૃત્રિમ ક્ષોભ પ્રગટ કરીને બોલ્યો,—"શું મારું નસીબ છે! એ ભાઈ સાહેબ પાછા ભગવાન બગવાન કશું માનતા હશે ને? શીતળા માતાનું મંદિર પડવા માંડયું છે—મરામત કરાવવા માટે તેની પાસે માણસ મોકલ્યું ત્યારે તેને હાંકી કાઢી જવાબ દીધો, 'જે લોકોએ તને મોકલ્યો હોય તેને જઈને કહેજે કે નકામા ફેંકી દેવાના રૂપિયા મારી પાસે નથી.' વાત તો જુઓ! આ એને મન નકામો ખરચ થયો અને કામનો ખરચ તો પેલા મુસલમાનોને નિશાળ કાઢી આપવી એ. તે ઉપરાંત બ્રાહ્મણનો છોકરો થઈને સંધ્યાતર્પણ કશું કરતો નથી. કહે છે કે મુસલમાનના હાથનું પાણી સુદ્ધાં પીએ છે. બે પાનાં અંગ્રેજી ભણ્યો એટલે હવે એની નાતજાતનું કયાં કશું ઠેકાણું રહ્યું છે? આ બધાની સજા કયાં ગઈ? બધી હજુ બાકી રહી છે."

રમા વધુ દલીલ કર્યા વિના મૂંગી રહી એ ખરું, પરંતુ રમેશના અનાચાર અને પરમેશ્વર વિષે અશ્રદ્ધાની

વાતનું સ્મરણ થતાં તેનું મન ફરી તેના તરફ વિમુખ થઈ ગયું; વેણી પોતાના મનમાં ને મનમાં ગણગણતો ચાલ્યો ગયો. રમા બહુ વખત સુધી સ્થિર ઊભી રહી, પછી પોતાના ઓરડામાં જઈ ધપ્ દઈ જમીન ઉપર બેસી પડી. તે દિવસે તેને અગિયારસ હતી. રાંધવાની ખટપટ નથી એમ થતાં તેને જાણે કે પુષ્કળ આરામ લાગ્યો.

૧૪

ચોમાસું પૂરું થતાં આવતી પૂજાનો* આનંદ અને મેલેરિયાની બીક બંગાળનાં ગામડાંનાં આકાશ, વાયુ અને પ્રકાશમાં ડોકિયાં કરવા લાગ્યાં. રમેશ પણ તાવથી પટકાઈ પડયો. ગયે વરસે આ રાક્ષસીના હુમલાની તેણે પરવા નહોતી કરી, પણ આ વરસે કંઈ ફાવ્યું નહિ. ત્રણ દિવસ તાવ ભોગવ્યા પછી આજે સવારે ઊઠી, સારી પેઠે કિવનાઇન લઈ બારીની બહાર સવારના તડકા તરફ જોતો જોતો વિચાર કરતો હતો, કે ગામનાં આ બધાં બિનજરૂરી ખાબોચિયાં અને ઝાડ ઝાંખરાં સાફ કરવા ગામલોકોને જાગ્રત કરી શકાય કે નહિ. આ ત્રણ દિવસ જ તાવ ભોગવ્યા પછી તેને સ્પષ્ટ સમજાઈ ગયું હતું કે ગમે તે કંઈક કરવું તો જોઈએ જ. માણસ થઈને તે જો, હાથ જોડીને બેસી રહી દર વરસે રોજ રોજ માણસોને આ રોગના ભોગ થતાં જોયા કરે, તો ભગવાન તેને માફ નહિ કરે. કેટલાક દિવસ પહેલાં આ વાતની ચર્ચા કરતાં તેને એટલું સમજાયું

* દુર્ગાપૂજા.

હતું, કે એથી થતાં ભયંકર નુકસાનથી ગામ લોક તદ્દન અજાણ છે એવું નથી; પણ પારકાં ખાબોચિયાં પૂરવાનું અને ઝાડ ઝાંખરાં સાફ કરવાનું કામ ગાંઠનું ખાઈ ને કરવા કોઈ તૈયાર નહોતું. જેમનાં એ ખાબોચિયાં અને ઝાડ ઝાંખરાં છે, તેઓ એવું કહીને દલીલ કરે છે, કે આ બધું કાંઈ અમે કર્યું નથી,—બાપદાદાના વખતથી જ ચાલ્યું આવે છે. એટલે જેમને ગરજ હોય તે સાફસૂફ કરી લે, અમને કશો વાંધો નથી. પણ અમે એટલા માટે પૈસા કે મહેનતનો ખરચ કરી શકીએ એમ નથી. રમેશને તપાસ કરતાં જણાયું હતું કે એવાં અનેક ગામો પાસે પાસે વસે છે, જેમાંનું કોઈ એકાદ ગામ મેલેરિયાના ઉપદ્રવથી ઉજ્જડ થઈ રહ્યું હોય છે, જ્યારે તેની પાસેના જ બીજા ગામમાં મેલેરિયા બિલકુલ નથી હોતો, એમ કહીએ તો યે ચાલે. તે એવો વિચાર કરતો હતો કે સારો થઈશ એટલે એવું એકાદ ગામ જોઈ આવીશ, અને પછી શું કરવું તે નક્કી

"છોટા બાબુ?"

"એકાએક રોતેસ્વરે બૂમ સાંભળી રમેશ ભારે વિસ્મયપૂર્વક મોં ફેરવી જુએ છે, તો ભૈરવ આચાર્ય ઘરમાં જમીન ઉપર ઊબડો પડી બૈરાની માફક ડૂસકે ડૂસકે રોઈ રહ્યો છે. તેની સાત આઠ વરસની નાની છોકરી સાથે આવી હતી; બાપની સાથે સૂર મેળવી તેણે પણ ઘર ગજાવી મૂક્યું. જોતજોતામાં ઘરનાં માણસો જે જ્યાં હતાં ત્યાંથી ઉંબર આગળ આવીને ટોળે વળી ઊભાં. રમેશ દિગ્મૂઢ જેવો થઈ ગયો. આ માણસનું કોણ મરી ગયું, શું સત્યાનાશ વળી ગયું, કોને પૂછવું, શી રીતે રડતો રાખવો, કશુંજ તેને સૂઝયું નહિ. ગોપાલ સરકાર કામ મેલીને દોડી આવ્યો હતો. તેણે પાસે આવી ભૈરવનો એક હાથ ઝાલી ખેંચતાં જ તે બેઠો થઈ ગયો, અને બંને હાથ ગોપાલને ગળે વીંટાળી દઈ ભયંકર આર્તનાદ કરવા લાગ્યો. આ માણસ જરાસાં બૈરાની માફક રડી પડે છે, એ વાત યાદ આવતાં રમેશ વધુ ને વધુ અધીરો બનતો જતો હતો, એવામાં ગોપાલનાં અનેક પ્રકારનાં સાંત્વનાનાં વચનોથી ભૈરવ આખરે આંખો લૂછી શાંત થઈને બેઠો, અને આ મહાન શોકનું કારણ વર્ણવવા તૈયાર થયો. વર્ણન સાંભળીને રમેશ સ્તબ્ધ થઈને બેસી રહ્યો. આવો ભારે અત્યાચાર કોઈ પણ જગ્યાએ કદી પણ થયો હોય એવી તેને કલ્પના પણ આવી શકી નહિ. વાત આમ હતી—ભૈરવની સાક્ષીથી ભજુઆનો છુટકારો થતાં, તેને પોલિસની કૃપાદષ્ટિની બહાર

ગામેગામ લોકો અંધારાથી આંધળા થઈ ગયા છે; એકવાર તેઓ આંખ ખોલી જોઈ શકે એવું કર, બાપુ. પછી એ લોકો જાતે જ જોઈ શકશે કે કયું કાળું અને કયું ધોળું." વળી તેમણે કહ્યું હતું,—" તું પાછો આવ્યો જ છે, તો હવે ચાલ્યો જઈશ નહિ. તમે લોકો મોં મરડીને બેસો છો એટલે જ આ તમારી ગ્રામમાતાની આવી દુર્દશા થઈ ગઈ છે!" વાત સાચી છે. તે જો ચાલ્યો ગયો હોત તો આનો ઉપાય કદી થાત જ નહિ.

રમેશ નિસાસો નાખી મનમાં ને મનમાં બોલ્યો,—હાય રે! આ આપણું ગર્વનું ધન—બંગાળનો શુદ્ધ, શાંત, ન્યાયપરાયણ પલ્લીસમાજ!" કદાચ એક સમયે જ્યારે એમાં પ્રાણ હશે, ત્યારે દુષ્ટોનું દમન કરીને, આશ્રિત સ્ત્રી પુરુષોને સંસાર યાત્રાને માર્ગે નિર્વિઘ્ને વહી જવાની પણ એનામાં શક્તિ હશે, પણ આજે એ મરી ગયો છે, તો પણ આંધળા ગામલોકો ગુરુભારથી વિકૃત બની ગયેલા એ મડદાને ફેંકી ન દેતાં, ખોટી મમતાને લીધે રાત દિવસ તેને માથે ઉપાડી ઉપાડી દહાડે દિવસે એવા તો લોથપોથ અને નિર્જીવ થતા ચાલ્યા છે;—કેમે કર્યાં આંખ ઉઘાડીને જોતા સુદ્ધાં નથી. જે વસ્તુ દુઃખીનું રક્ષણ કરતી નથી પણ તેને માથે આફત આણે છે, તેને જ સમાજ માની લેવાનું મહા પાપ તેમને સદા રસાતળ તરફ જ ધસડી જઈ રહ્યું છે. રમેશ થોડી વાર વધુ સ્થિર બેસી રહી એકાએક જાણે ધક્કો વાગ્યો હોય એમ ઊઠી પડ્યો.

જજ, મેજિસ્ટ્રેટ બધુંય સાથે હોવા છતાં ગરીબ પ્રતિવાદીનો મર્યા વિના આરો નથી. અને, આમ છતાં આ બધુંય વેણી અને ગોવિન્દ ગાંગુલીનું કારસ્તાન છે, તેમાં કોઈને પણ લેશ માત્ર શક નથી. અને આ અત્યાચારથી ભૈરવની સ્થિતિ ગમે તેવી ભયંકર થઈ પડે તો પણ ગામના લોકો ગુપચુપ વાતો કર્યા કરશે પણ એક પણ માણસ માથું ઊંચું કરી ખુલ્લી રીતે આનો વિરોધ કરશે નહિ. કારણ, તેઓ કોઈની પંચાતમાં પડતા નથી, અને પારકાની વાતમાં બોલવું એ તેમને ગમતું પણ નથી. ગમે તેમ હશે, પણ રમેશ બરાબર સમજી ગયો કે ગામની ગરીબ પ્રજા ઉપર નિઃસંકોચે અત્યાચાર કરવાની હિમ્મત આ લોકો કેમ કરી શકે છે. અને કેવી રીતે દેશના કાયદાને એ લોકો કસાઈની છરીની માફક વાપરી શકે છે. એટલે પૈસાને અને કુટિલ બુદ્ધિને જોરે જેમ એક તરફ એ લોકો રાજની ચુંગાલમાંથી છટકી જાય છે—તેમ બીજી તરફ મૃત સમાજ પણ તેમનાં દુષ્કૃત્યોની કશી સજા તેમને કરતો નથી. એટલે જ તેઓ હજારો અન્યાય કર્યા છતાં, સત્ય ધર્મ-હીણા મૃત ગ્રામ સમાજને માથે પગ મૂકી આમ આરામ અને સ્વેચ્છાચાર પૂર્વક રહી શકે છે. આજે તેને જેઠાઈમાના શબ્દો વારેવારે યાદ આવવા લાગ્યા. પેલે દહાડે તેમણે તેને મર્મભેદી હાસ્ય કરીને કહ્યું હતું,—"રમેશ, ચુલામાં ગયો તારો ઊંચ નીચનો અને ભલાં બુરાંનો ઝઘડો; બાપુ, માત્ર દીવો ચેતાવી દે રે, માત્ર દીવો ચેતાવી દે.

ગામેગામ લોકો અંધારાથી આંધળા થઈ ગયા છે; એકવાર તેઓ આંખ ખોલી જોઈ શકે એવું કર, બાપુ. પછી એ લોકો જાતે જ જોઈ શકશે કે શું સાચું અને શું ખોટું." વળી તેમણે કહ્યું હતું,—"તું પાછો આવ્યો જ છે, તો હવે ચાલ્યો જઈશ નહિ. તમે લોકો મોં મરડીને બેઠા છો એટલે જ આ તમારી ગ્રામમાતાની આવી દુર્દશા થઈ ગઈ છે!" વાત સાચી છે. તે જો ચાલ્યો ગયો હોત તો આનો ઉપાય કદી થાત જ નહિ.

રમેશ નિસાસો નાખી મનમાં ને મનમાં બોલ્યો,—"હાય રે! આ આપણું ગર્વનું ધન—બંગાળનો શુદ્ધ, શાંત, ન્યાયપરાયણ પલ્લીસમાજ!" કદાચ એક સમયે જ્યારે એમાં પ્રાણ હશે, ત્યારે દુષ્ટોનું દમન કરીને, આશ્રિત સ્ત્રી પુરુષોને સંસાર યાત્રાને માર્ગે નિર્વિઘ્ને વહી જવાની પણ એનામાં શક્તિ હશે, પણ આજે એ મરી ગયો છે, તો પણ આંધળા ગામલોકો [illegible] વિકૃત બની ગયેલા એ મડદાને છેડી ન દેતાં, ખોટી મમતાને લીધે રાત દિવસ તેને માથે ઉપાડી ઉપાડી દહાડે દિવસે એવા તો ક્ષીણપ્રાય અને નિર્જીવ થતા ચાલ્યા છે;—કેમે કર્યાં આંખ ઉઘાડીને જોતા સુદ્ધાં નથી. જે વસ્તુ દુઃખીનું રક્ષણ કરતી નથી પણ તેને માથે આફત આણે છે, તેને જ સમાજ માની લેવાનું મહા પાપ તેમને [illegible] રસાતળ તરફ જ ખસડી જઈ રહ્યું છે. રમેશ થોડી વાર વધુ સ્થિર બેસી રહી એકાએક જાણે ધક્કો વાગ્યો હોય એમ ઊઠી બેઠો.

અને તરત જ બધા રૂપિયાનો ચેક લખી ગોપાળ સરકારના હાથમાં આપી બોલ્યો,—" તમે બધી વાત જાતે સારી રીતે જાણી લઈ રૂપિયા અનામત મૂકી આવજો, અને ગમે તેમ કરીને ફરી સુનાવણી થાય એવો બધો બંદોબસ્ત કરી આપજો. આવો ભયંકર અત્યાચાર કરવાની હિંમત તેઓ ફરી ન કરે.

ચેક હાથમાં લઈને ગોપાળ સરકાર અને ભૈરવ બંને કેટલીકવાર જાણે વિહવળની માફક જોઈ રહ્યા. રમેશે ફરી વાર જ્યારે પોતાનું કહેવું સારી રીતે સમજાવીને કહ્યું અને તે મશ્કરી કરતો નથી, એવી જ્યારે પૂરી ખાત્રી થઈ, ત્યારે એકાએક ભૈરવ દોડી આવી પાગલની જેમ રમેશના બે પગો પકડી રડી પડયો અને બૂમો પાડી પાડી તેને આશીર્વાદ દઈ દઈને તેણે એવી તો ધાંધલ મચાવી મૂકી, કે રમેશના કરતાં ઓછી શક્તિવાળા માણસને માટે પોતાને છોડવવું તે દિવસે ભારે થઈ પડત. વાત આખા ગામમાં ફેલાતાં વાર લાગી નહિ. સહુ સમજ્યાં કે વેણી હવે સહેજમાં નહિ બચે. સૌ કહેવા લાગ્યાં કે પોતાના જૂના દુશ્મનને પંઝામાં લેવા માટે જ છોટા બાબુએ આટઆટલા રૂપિયા અકારા કર્યા છે. પણ એ વાતની કોઈ કલ્પના પણ કરી શકે એમ નહોતું, કે ભગવાને દુર્બળ ભૈરવને બદલે આ ભયંકર દુષ્કર્મનો ગુરુભાર જે સહેલાઈથી ઉપાડી શકે એમ હતું, તેના ઉપર જ નાખ્યો હતો.

ત્યાર પછી મહિનોક વીતી ગયો. મૅલેરિયાની વિરુદ્ધ મનમાં ને મનમાં યુદ્ધ જાહેર કરી, રમેશ આ એક મહિનો થયાં પોતાનાં યંત્રતંત્ર લઈને, એવા તો ઉત્સાહથી ઠેકાણે ઠેકાણે માપજોખ કરતો ફરતો હતો, કે આવતી કાલ જ ભૈરવનો કેસ છે, એ વાત તે લગભગ ભૂલી જ ગયો હતો. આજે સાંજ પહેલાં એકાએક તે વાત તેને યાદ આવી ગઈ—ટકોરખાનાની સરણાઈનો સૂર સાંભળીને ચાકર પાસે વાત સાંભળી તેને નવાઈ લાગી કે આજે ભૈરવ આચાર્યના દોહિત્રનું અન્નપ્રાશન છે. અને છતાં તેને પોતાને કશી જ ખબર નથી. આખાં ગામને નોતરાં દીધાં છે. પણ રમેશને કોઈ નોતરું દેવા આવ્યું હતું કે નહિ એ કોઈ કહી શક્યું નહિ. માત્ર એટલું જ નહિ, તેને એ પણ યાદ આવ્યું કે આવો મોટો કેસ ભૈરવને માથે ઝઝૂમતો હોવા છતાં આ વીસ પચીસ દિવસમાં તે એકવાર પણ મળવા સુદ્ધાં આવ્યો નહોતો! છે શું! પણ દુનિયાના બધા માણસોમાંથી ભૈરવ તેને જ કેવળ બાદ મૂકી શકે એવું તો તે કલ્પી જ ન શક્યો. એટલે પોતાની આ અદ્‌ભુત આશંકાથી પોતે જ શરમાઈ જઈને રમેશ તરત જ એક ચાદર ખભે નાંખી એકદમ સીધો આચાર્યને ઘેર જવા નીકળી પડયો! બહારથી જ તે જોઈ શક્યો કે પાસે બે ત્રણ ગામનાં કૂતરાં ભેગાં થઈને એઠાં કેળનાં પાન માટે ઝઘડો કરતાં હતાં, અને પાસે જ ટકોરખાનાવાળા દેવતા સળગાવી હૂકો પીતા હતા અને ઢોલને તપાવતા હતા. અંદર દાખલ થતાં તેણે

જોયું કે આંગણામાં કાણાંકાણાંવાળો શામિયાનો ઊભો કરેલો છે, અને આખા ગામની પૂંજી—પાંચ છ કેરોસીનની બહુ પુરાણી બત્તી મુખર્જી અને ઘોષાલને ઘેરથી માગી આણી સળગાવવામાં આવી છે. તેઓએ થોડા અજવાળાંથી અને ગોટેગોટ ધૂમાડાથી આખું સ્થાન દુર્ગંધે ભરી દીધું હતું. જમાડવાનું પૂરું થઈ ગયું હતું. બહુ લોક ત્યાં હતાં નહિ. મ્હોલ્લાના મુરબ્બીઓ જાઉં જાઉં કરી રહ્યા હતા; અને ધર્મદાસ હરિહર રાયને જરા વધુ બેસવાને આગ્રહ કરી રહ્યા હતા. ગોવિંદ ગાંગુલી જરા ખસી બેસી કોઈ એક ખેડૂત છોકરા સાથે ખાનગી વાત કરવામાં મશગુલ થઈ ગયા હતા. એવામાં રમેશ, ભયંકર સ્વપ્નની માફક આંગણાની છાતી ઉપર આવીને ઊભો. તેને જોતાં વેંત જ જેમ એ લોકોનાં મોં મેશ જેવાં થઈ ગયાં, તેમ આ બે દુશ્મનોને આ ઘરમાં આવો સહકાર કરતા જોઈ રમેશનું મોં પણ કાંઈ ઊજળું રહી શક્યું નહિ. કોઈ તેને આવકાર આપી બેસાડવા આગળ આવ્યું નહિ—એટલું જ નહિ પણ કોઈ એક શબ્દ સુદ્ધાં બોલ્યું નહિ. ભૈરવ પોતે ત્યાં નહોતો. થોડીવાર પછી તે ઘરમાંથી કંઇક કામસર 'કહું છું, ગોવિંદદા'—કહેતો બહાર આવ્યો અને આંગણામાં જાણે ભૂત જોયું હોય એમ બીજી જ ક્ષણે દોડતો ઘરમાં ભરાઈ ગયો. રમેશ લૂખે મોઢે એકલો જ્યારે બહાર આવ્યો ત્યારે અતિશય આશ્ચર્યના આઘાતથી તેનું મન જડ જેવું થઈ ગયું હતું. પાછળથી બૂમ સંભળાઈ,—"બાપુ રમેશ!" ફરીને જોયું તો દીનુ ઉતાવળો ઉતાવળો આવતો હતો. પાસે આવીને તેણે

કહ્યું, —"ચાલ ભાઈ, ઘેર ચાલ."

રમેશે જરા હસવાનો પ્રયત્ન કર્યો એટલું જ. ચાલતાં ચાલતાં દીનુ બોલવા લાગ્યો,—"તેં જે એના ઉપર ઉપકાર કર્યો છે, ભાઈ, તે એનાં માબાપ પણ ન કરત. એ વાત સૌ જાણે છે, પણ બીજો ઉપાય નથી. બચરવાળ સંસાર અમારે બધાએ ચલાવવાનો હોય છે. એટલે તને નોતરું દેવા જતાં—સમજ્યોને ભાઈ—ભૈરવને પણ કંઈ દોષ દેવાય એવું નથી—તમે બધા આજકાલના શહેરના છોકરાઓ—જાત બાત કંઈ બહુ માનો નહિ—એટલે જ તો—સમજ્યો ને ભાઈ,—બે દહાડા પછી એની નાની છોકરી પણ બાર વરસની થઈ ને—પરણાવવી તો પડશે જ ને? આપણા સમાજની વાત તો બધી તું જાણે છે—સમજ્યો ને ભાઈ—"

રમેશે અધીરા થઈ કહ્યું,—"જી હા, સમજ્યો."

રમેશના ઘરના મુખ્ય દરવાજા આગળ ઊભા રહી દીનુએ ખુશ થઈને કહ્યું—"સમજે જ ને, તમે લોકો કાંઈ અબૂઝ થોડા જ છો? એ બામણને પણ શી રીતે દોષ દઈએ—અમને ડોસાઓને પરભવની ચિંતા—"

"જી હા, એ વાતે સાચી—" કહી રમેશ ઉતાવળો ઉતાવળો અંદર ચાલ્યો ગયો. ગામના લોકોએ તેને બાદ મૂક્યો છે—એ વાત સમજવાની હવે તેને બાકી રહી નહિ. પોતાના ઓરડામાં આવીને ક્ષોભ અને અભિમાનને લીધે તેની બંને આંખો જાણે ભડકા લઈ ઊઠી. આજે તેને સૌથી

વધુ એ લાગ્યું કે વેણીને અને ગોવિંદને જ ભૈરવ આજ આદરપૂર્વક બોલાવી લાવ્યો. અને ગામના લોકોએ બધું જાણી ચૂક્યા છતાં ભૈરવના આ વર્તનને માફ તો કર્યું જ; પણ વધારામાં સમાજને ખાતર તેણે રમેશને બોલાવ્યો સુદ્ધાં નહિ, એ તેનાં પગલાંની પ્રશંસા કરી!

"હે ભગવાન!" એક ખુરશી પર બેસી પડી, ઊંડો નિસાસો નાખી તે બોલ્યો,—"આ કૃતઘ્ન જાતનું—આ મહાપાપનું—પ્રાયશ્ચિત્ત શું હોઈ શકે? આવું મોટું નિષ્ઠુર અપમાન, હે ભગવાન! તમે ય ક્ષમા કરી શકશો?"

૨૫

આવી જ આશંકા રમેશના મનમાં બિલકુલ જાગી જ નહોતી એમ નથી, તો પણ બીજે દિવસે સાંજે ગોપાળ સરકારે અદાલતમાંથી પાછા આવીને જ્યારે સાચેસાચ જ જણાવ્યું, 'ભૈરવ આચાર્યે આપણી પીઠ પાછળ ઘા કર્યો છે,* એટલે કે કેસમાં હાજર થયો નથી. અને તે એક પક્ષી ગણાઈ રદ થઈ ગયો છે. તેમ જ આપણા મૂકેલા અનામત રૂપિયા વેણી વગેરેને હાથ ગયા છે,' ત્યારે એક ક્ષણમાં જ રમેશના ક્રોધાગ્નિની જ્વાલા વીજળી વેગે તેના પગના તળિયાથી તે બ્રહ્મરંધ્ર સુધી ભભૂકી ઊઠી. પેલે દહાડે આ લોકોની છેતરપિંડી અને બદમાશીને ફટકો લગાવવા જે જૂઠું દેવું તેણે ભૈરવની વતી અનામત મૂક્યું હતું, તે વડે જ મહાપાપિષ્ઠ ભૈરવે પોતાની જાતને બચાવી લઈ વળી પાછી વેણી સાથે જ દોસ્તી બાંધી હતી. તેની આ કૃતઘ્નતા કાલનાં અપમાનને પણ ટપી ગઈ. અને રમેશના માથામાં તેણે આગ ચેતાવી. રમેશ હતો એમનો એમ ઊભો થઈ બહાર ચાલ્યો ગયો. મગજ ઉપર કાબૂ રાખવાનું

*મૂળ: આપણે માથે જ ફણસ ભાંગી ખાધું છે.

તેને યાદ સુદ્ધાં આવ્યું નહિ. શેઠની લાલ આંખો જોઈ ભય પામી, ગોપાળે પૂછ્યું,—"બાબુ, શું કહીં જાઓ છો?" "આવું છું," કહીને રમેશ ઉતાવળે પગલે ચાલ્યો ગયો. ભૈરવના બહારના ખંડમાં જઈને જુએ છે તો કોઈ નહોતું. અંદર ગયો તે વખતે આચાર્યપત્ની ધૂપ દીપ હાથમાં લઈને આંગણામાંના તુલસી-ક્યારા પાસે આવતાં હતાં. એકાએક રમેશને સામે આવતો જોઈને એકદમ સજ્જડ થઈ ગયાં. જે કદી પણ આવતો નથી, તે આજે કેમ આવ્યો હશે, એનો વિચાર આવતાં જ તેમનું હૃદય ધબકી ઊઠ્યું. રમેશે તેમને જ પ્રશ્ન કર્યો,—"આચાર્યમશાઈ ક્યાં છે?" તેમણે અસ્પષ્ટ સ્વરે જે જવાબ દીધો તે જો કે સંભળાયો નહિ એટલું—પણ સમજાયું કે તેઓ ઘરમાં નથી. રમેશના શરીર ઉપર એક પહેરણ સુદ્ધાં નહોતું. સાંજના ઝાંખા અજવાળાંમાં તેનું મોં પણ બરાબર દેખાતું નહોતું. એવામાં ભૈરવની મોટી છોકરી લક્ષ્મી એક છોકરાને કેડે લઈ ઘરમાંથી આવતાંવેંત જ આ અજાણ્યા માણસને જોઈ માને પૂછ્યું,—"કોણ છે, મા?" તેની માથી ઓળખાણ ન અપાઈ. રમેશ પણ બોલ્યો નહિ. લક્ષ્મી ભય પામી બૂમ પાડી ઊઠી,—"બાપા, કોઈ એક માણસ આવીને ઊભો છે, બોલતો નથી."

"કોણ રે!" કરતો તેનો બાપ બહાર આવતાં જ ઠરી ગયો. સંધ્યાના મ્લાન પ્રકાશમાં પણ એ લાંબા પાતળા દેહને ઓળખતાં તેમને વાર લાગી નહિ. રમેશે

કઠોર સ્વરે બૂમ પાડી,—"ઊતરી પડો." એમ કહી તરત જ પોતે ઉપર ચઢી જઈ વજ્રમુષ્ટિથી ભૈરવનો એક હાથ પકડી લીધો. તે બોલ્યો,—"કેમ આવું કામ કર્યું?"

ભૈરવ રડી ઊઠયો,—"મારી નાખ્યો રે લક્ષ્મી, વેણી બાબુને ખબર કર." સાથે સાથે આખાં ઘરનાં છોકરાં બૂમ પાડી રડી ઊઠ્યાં, અને આંખના પલકારામાં સાંજની શાંતિને ભેદીને બહુ કંઠમાંથી નિકળતા સામટા રડવાના અવાજે આખા મહોલ્લાને ગભરાવી મૂકયો.

રમેશે તેને એક જબરો આંચકો મારી કહ્યું,—"ચૂપ! બોલો, કેમ આમ કર્યું?"

ભૈરવ ઉત્તર દેવાનો પ્રયત્ન સુદ્ધાં કર્યા વિના એકદમ બરાડો પાડી ગળું ફાડવા લાગ્યો, અને પોતાને છોડાવવાને માટે ખેંચતાણ કરવા લાગ્યો. જોતજોતામાં મહોલ્લાનાં સ્ત્રી પુરુષોથી આંગણું ભરાઈગયું, અને તમાશો જોવા માટે બીજાં માણસો ટોળે વળી અંદર આવવાને ધક્કામુકકી કરવા લાગ્યાં. પણ ક્રોધાંધ રમેશે એ તરફ ધ્યાન જ આપ્યું નહિ. સેંકડો આંખોની કુતૂહલ ભરી નજર સામે ઊભા રહી તે ભૈરવને પકડી રાખી તેને વારેવારે આચકા મારવા લાગ્યો. એક તો રમેશના જોર વિષે અતિશયોકિત ભરી વાતો ચાલતી હતી, તેમાં તેની આંખો તરફ જોતાં, ઘર ભરાય એટલાં માણસોમાંથી કોઈની એટલી હિંમત ચાલી નહિ કે હતભાગી ભૈરવને છોડવે. ગોવિંદ ઘરમાં આવતાં વેંત જ ભીડમાં ભળી ગયો. વેણી ડોકિયું કરીને જ ખસી જતો

હતો, પણ ભૈરવ તેને જોતાં જ રડી પડયો,—" બડો બાબુ—" બડો બાબુએ સાંભળ્યું નહિ, આંખના પલકારામાં કોણ જાણે ક્યાં અલોપ થઈ ગયા. એકાએક ભીડમાં એક રસ્તા જેવું થયું, અને બીજી જ ક્ષણે રમાએ ઉતાવળે પગલે આવી રમેશનો હાથ પકડયો. તે બોલી,—" થયું—હવે છોડી દો. "

રમેશે તેના તરફ અગ્નિ વર્ષાવતી આંખો માંડી કહ્યું,—" કેમ ? "

રમાએ દાંતે દાંત દબાવી અસ્પષ્ટ ક્રોધભર્યા અવાજે કહ્યું,—" આટલા લોકો વચ્ચે તમને શરમ નથી આવતી, પણ હું તો શરમની મારી મરી જાઉં છું ! "

રમેશે આંગણામાં ઉભરાતાં લોકો સામે જોઈ તરત જ ભૈરવનો હાથ છોડી દીધો ! રમા એવા ને એવા જ મૃદુસ્વરે બોલી,—" ઘેર જાઓ. "

રમેશ જરા પણ આનાકાની કર્યા વિના બહાર ચાલ્યો ગયો. એકાએક આ જાણે કંઈ જાદુ જેવું થઈ ગયું. પણ તે ચાલ્યા ગયા પછી, રમા પ્રત્યે તેણે બતાવેલા આ કહ્યાગરાપણાથી, બધાં જ જાણે કંઈક વિચિત્ર અર્થપૂર્ણ રીતે એક બીજાના મોં તરફ જોવા લાગ્યાં, અને આવી વાત આટઆટલા આડંબર પૂર્વક શરૂ થઈ, આખરે આમ પૂરી થઈ ગઈ એ જાણે કોઈ ને જ ગમ્યું નહિ.

માણસો વેરાઈ ગયાં. ગોવિંદ ગાંગુલી બહાર આવી એક આંગળી ઊંચી કરી, મોં અતિશય ગંભીર કરી બોલ્યો,

—"ઘેર ચડી આવીને અધમુઓ કરી ગયો, એનું શું કરવું છે, એનો વિચાર કરો." ભૈરવ બાંને ઘૂંટણ છાતી સરસાં દાબી બેઠો બેઠો હાંફતો હતો, તેણે લાચારીથી વેણીના મોં તરફ જોયું. રમા હજી ગઈ નહોતી. વેણીના અભિપ્રાયનું અનુમાન કરી ઉતાવળી ઉતાવળી બોલી,—"પણ, એમનો યે કાંઈ વાંક જેવો તેવો નથી, બડોદા. તે ઉપરાંત, થયું છે પણ શું, કે એ વિષે હો હા કરીએ!"

વેણી પુષ્કળ નવાઈ પામી બોલ્યો,—"શું બોલે છે, રમા!"

ભૈરવની મોટી છોકરી હજી એક થાંભલાને અઢેલીને ઊભી ઊભી રડતી હતી. તે કચડાયલી નાગણની પેઠે એકદમ ગર્જી ઊઠી,—"તમે તો એમનું તાણવાનાં જ, રમા દિદિ! તમારા બાપને કોઈ ઘરમાં પેસી મારી જાત તો શું કરત, કહો તો?"

તેની ગર્જનાથી પહેલાં તો રમા ચમકી ઊઠી. તેના બાપને છોડાવ્યો તેનો પાડ તો માનતી નથી— તે ભલે નહિ માને; પણ તેની તીવ્રતામાંથી એવા એક ખરાબ શ્લેષની ગંધ રમાને આવી કે બીજી જ ક્ષણે સળગી ઊઠી. પણ મન પર કાબૂ રાખી તે બોલી,—"મારા બાપમાં ને તારા બાપમાં બહુ ફેર છે, લક્ષ્મી. તું એવી સરખામણી કરીશ નહિ; પણ હું કોઈનું ય તાણતી નહોતી, સારાને માટે જ કહેતી હતી."

લક્ષ્મી ગામડાની છોકરી હતી, ઝઘડો કરવામાં પૂરી હતી. તે ધસી આવી બોલી,—" એમ ! તેની થઈ ને કજિયો કરતાં તને શરમ નથી આવતી ? મોટા ઘરની છોકરી એટલે બીકે બીકે કોઈ બોલતું નથી—નહિ તો કોણે નથી સાંભળ્યું ? તું તેમાં મોઢું બતાવે છે, બીજું કોઈ હોત તો ફાંસો ખાત ! "

વેણીએ લક્ષ્મીને ધમકાવીને કહ્યું,—" તું બંધ કરને, લક્ષ્મી ! શું કામ છે, એ બધી વાતનું ? "

લક્ષ્મીએ કહ્યું,—" કેમ કામ નથી ? જેને લીધે બાપુને આટઆટલું દુઃખ વેઠવું પડયું, તેનાં થઈ ને એ કજિયો કરવા આવે છે. બાપુ જો માર્યા જાત તો ? "

રમા ક્ષણભર થંભી ગઈ હતી એટલું જ. વેણીના કૃત્રિમ ક્રોધના અવાજે તેને ફરી સળગાવી મૂકી. તેણે લક્ષ્મી તરફ જોઈ ને કહ્યું,—" લક્ષ્મી, એમના જેવા માણસને હાથે મરવું એ પણ ભાગ્યની વાત છે; આજે મર્યા હોત તો તારા બાપ સ્વર્ગે ગયા હોત. "

લક્ષ્મીએ પણ સળગી જઈ ને કહ્યું,—" ઓહ, એટલે જ તમો મર્યાં છો કે રમાદિદિ ? "

રમાએ કશો જવાબ દીધો નહિ. તેના તરફથી મોં ફેરવી લઈ વેણી તરફ જોઈ તેણે પૂછ્યું,—" પણ વાત શી છે, તમે જ કહો તો બડોદા ? " એમ કહીને તે એકી ટશે જોઈ રહી. તેની નજર જાણે અંધકારને ભેદીને વેણીના હૃદયની અંદર સુધી જોવા લાગી. વેણી ગભરાયલો ગભરાયલો

બોલ્યો,—" શી રીતે જાણવું બહેન ? લોકો તો કેટલીય વાતો કરે છે—તે બધી સાંભળીએ તો કેમ ચાલે ?"

" લોકો શી વાત કરે છે ?"

વેણીએ તદ્દન તિરસ્કાર પૂર્વક કહ્યું,—" છો ને કરતા, રમા. બોલે કાંઈ શરીરે ફોલ્લા પડતા નથી. બોલવા દો ને."

તેની આ કપટી સહાનુભૂતિ રમા કળી ગઈ. ક્ષણભર ચૂપ રહી તે બોલી,—" તમારે શરીરે કશાથી જ કદી ફોલ્લા નહિ પડતા હોય. પણ બધાને શરીરે થોડું ગેંડાનું ચામડું હોય છે ! પણ લોકો પાસે એ વાત બોલાવે છે કોણ ? તમે ?"

" હું ?"

રમા પ્રાણપણ શક્તિથી અંદરનો અનિવાર્ય ક્રોધ રોકી રાખતી હતી—હજીયે તે તેના અવાજમાં પ્રકટ થયો નહિ. તે બોલી,—" તમારા વિના બીજું કોઈ ન હોય. દુનિયામાં એકે કુકર્મ તમારે બાકી નથી રહ્યું,—ચોરી, બદમાશી, ખોટી સહી, આગ લગાડવી, બધુંય કરી ચૂક્યા છો, તો હવે આટલુંય શાને બાકી રહી જાય ?"

વેણી હતબુદ્ધ બની જઈ તરતોતરત કશું બોલી જ શક્યો નહિ. રમાએ કહ્યું,—" બાઈ માણસને આથી મોટું કલંક ન હોઈ શકે, એ સમજવાની તમારી શક્તિ જ નથી ! પણ હું એમ પૂછું છું કે આ કલંક ફેલાવવાથી તમને શો લાભ ?"

વેણી ભય પામીને બોલ્યો,—"મને શો લાભ! લોકોએ જો તને રમેશના ઘરમાંથી મળસ્કે બહાર નીકળતી જોઈ હોય, તો પછી હું શું કહું ?"

રમા એ શબ્દો કાને ધર્યા વિના બોલવા લાગી,—"આટઆટલા લોકો આગળ હું હવે કંઈ કહેવા ઇચ્છતી નથી. પણ તમે ન માનશો બડોદા, કે તમારા મનનો ભાવ હું કળી નહોતી ગઈ! ચોક્કસ માનજો કે હું મરવા પહેલાં તમને પણ જીવતા નહિ મૂકું."

આચાર્ય-પત્ની અત્યાર સુધી મૂંગા મૂગાં પાસે જ કોઈ ઠેકાણે ઊભેલાં હતાં; ખસી આવીને રમાનો એક હાથ પકડીને ઘૂમટામાંથી મૃદુસ્વરે બોલ્યાં,—"ગાંડી થઈ છે, બહેન, અહીં તને કોણ નથી ઓળખતું ?" પોતાની કન્યાને ઉદ્દેશીને બોલ્યાં,—"લક્ષ્મી, બાઈ માણસ થઈને કોઈ બાઈ માણસને નામે આવો અપવાદ ન દઈશ, ધર્મ નહિ સાંખે. આજે એમણે તમારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેનું તમે જો માણસને પેટે જન્મ્યાં હોત તો મૂલ સમજત." એમ કહી રમાને ઘરમાં લઈ ગયાં. આચાર્ય-પત્નીએ સ્વામીને ઉદ્દેશીને કરેલા આ કઠોર શ્લેષથી અને તેમની નિરપેક્ષ, સત્યવાદિતાથી ત્યાં ઊભેલાં બધાંય જાણે સંકોચ પામી ખસી ગયાં.

આ બનાવનાં કાર્યકારણ ગમે તેવાં મોટાં અને ગમે તે હો, પણ પોતાના ભૂંડા અસંયમને લીધે રમેશનું શિક્ષિત,

ભદ્ર અંતઃકરણ પૂરા બે દિવસ સુધી એવું તો સંકુચિત થઈ રહ્યું, કે તેનાથી ઘરની બહાર જ નીકળાયું નહિ. તોપણ આટલા બધા લોકોમાં રમા સ્વેચ્છાથી એની લજ્જામાં ભાગ પડાવવા આવી હતી, એ વિચાર તેની બધી લજ્જાના કાળા વાદળમાં છુપાયલી ક્ષીણ વિજળીના સહેજ ચમકારાની માફક ક્ષણે ક્ષણે જાણે સૌંદર્ય અને માધુર્યની તેજરેખા આંકતો હતો! એટલે એની ગ્લાનિમાં પણ પરિતૃપ્તિની પીડા રહેલી હતી. આ દુઃખ અને સુખની વેદના લઈને તે જ્યારે હજી થોડા દિવસ પોતાના ઘરમાં જ એકાંત સેવવાનો સંકલ્પ કરતો હતો, ત્યારે તેને જ કારણે બહાર બીજી એક વ્યક્તિને માથે ભયંકર લજ્જા અને અપમાનનો પહાડ તૂટી પડતો હતો, તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

પણ છુપાઈ રહેવાની તક તેને મળી નહિ. આજે સાંજે પીરપુરના મુસલમાનો તેમની પંચાયતમાં હાજરી આપવા તેને બોલાવવા આવ્યા. આ બેઠકની તૈયારી રમેશ પોતે જ થોડા દિવસ પહેલાં કરી આવ્યો હતો. તે મુજબ, તેઓ આજે ભેગા મળી છોટોબાબુની રાહ જોઈ બેસી રહ્યા છે, એવી ખબર જ્યારે આવી ત્યારે તેને જવા માટે ઊઠવું પડ્યું. કેમ, તે હવે કહું છું.

તપાસ કરતાં રમેશને માલૂમ પડયું હતું કે દરેક ગામમાં ખેડૂતોમાં ગરીબોની સંખ્યા બહુ મોટી છે; ઘણાને તો તલપુર પણ ભોંય ભાડું નથી; પારકાની જમીનમાં કર ભરીને વાસ કરે છે અને પારકાની જમીન પર રોજે રહી

પેટ ભરે છે. બે દહાડા કામ ન મળ્યું અથવા માંદા તાતા થવાને કારણે કામે ન જવાયું, તો બૈરાં છોકરાં બધાંયને ઉપવાસ. તપાસ કરતાં તેને એ પણ જણાયું હતું કે એમાંના ઘણા પાસે પહેલાં સંપત્તિ હતી, માત્ર દેવાને લીધે જ બધું ગયું. દેવાની વ્યવસ્થા પણ કંઈ સરળ નહોતી. મહાજન લોકો જમીન લખી લઈને નાણાં ધીરે છે, પણ ઘણે ભાગે વ્યાજ લેતા નથી; ફસલનો ભાગ માગે છે. વ્યાજ ગણીએ તો આ ભાગની કિંમત કોઈ કોઈ વાર તો મુદ્દલ કરતાંયે વધી જાય. એટલે એકવાર જે ખેડૂતને સામાજિક રીત રિવાજના ખર્ચને કારણે કે અતિવૃષ્ટિ અનાવૃષ્ટિને કારણે દેવું કરવું પડે છે, તે ફરી ઊભો થઈ જ શકતો નથી. દર વરસે તેને પેલા મહાજનને આંગણે જઈ હાથ લંબાવવો પડે છે! આ બાબતમાં હિન્દુ મુસલમાનોની દશા એક જ છે. કારણ મહાજનો મોટે ભાગે હિન્દુ જ હોય છે. રમેશે શહેરમાં રહ્યાં રહ્યાં પુસ્તકો વાંચી એ વિષે જે કંઈ જાણ્યું હતું, તે ગામડાંમાં આવી નજરોનજર જોતાં તે તો આભો જ બની ગયો. તેના પુષ્કળ રૂપિયા બેંકમાં પડ્યા હતા. તે રૂપિયા અને બીજા થોડા રૂપિયા ભેગા કરી તે આ બધા અભાગિયાઓને મહાજનના પંજામાંથી છોડવવાને કમર કસીને મંડી પડયો, પણ એક બે પ્રસંગમાં જ ઠોકર ખાતાં તેને ખબર પડી ગઈ, કે આ ગરીબોને તે જેટલા લાચાર અને દયાપાત્ર ધારતો હતો તેટલા તેઓ નથી. એ લોકો ગરીબ, લાચાર અને ઓછી અક્કલવાળા છે એ ખરું, પણ

બદમાશીમાં પાછા પડે એવા નથી. કરજે કાઢ્યા પછી પાછું ન આપવાની વૃત્તિ એ લોકોમાં બહુ પ્રબળ હોય છે. મોટે ભાગે એ લોકો સરળ પણ નથી હોતા; સજ્જન પણ નથી હોતા; જૂઠું બોલવામાં એમને નીચાજોણું નથી લાગતું, અને હાથતાલી દેવામાંયે નિપુણ હોય છે. પાડોશીની સ્ત્રીકન્યાનાં સૌન્દર્યની ચર્ચા કરવાનો શોખ પણ કંઈ ઓછો નથી હોતો. પુરુષોનાં લગ્ન સદા સહેનતે થાય છે; આમ છતાં જુદી જુદી ઉમ્મરની વિધવાઓનો બોજો દરેક ગૃહસ્થને કચડી રહ્યો હોય છે. આને લીધે નૈતિક સ્વાસ્થ્ય પણ બહુ જ ખરાબ હોય છે. પંચ તો એ લોકોનું છે,—તેનો અમલ પણ કંઈ ઓછો નથી, પણ પોલિસ સાથે ચોરને જે સંબંધ હોય છે, તે જ સંબંધ એમણે પંચ સાથે બાંધેલો છે; અને છતાં એકંદરે એ લોકો એટલા દુઃખી, એટલા દુર્બળ, એવા ગરીબ છે કે ચિડાઈને બેસી રહેવું પણ ન પાલવે. વિદ્રોહી, આડે માર્ગે ચડેલા પુત્ર તરફ બાપને જેવી લાગણી થાય, બરાબર તેવી જ લાગણી આજે રમેશના અંતરમાં થતી હતી. એટલે જ આજે સાંજે તેણે પીરપુરની નિશાળના નવા મકાનમાં પંચાયત બોલાવી હતી. થોડીવાર થયાં, સાંઝનો ઝાંખો અંધકાર ચાલ્યો ગયો હતો અને દશમની ચાંદનીથી બહાર ખુલ્લું મેદાન આ છેડાથી પેલા છેડા સુધી ભરાઈ ગયું હતું. તે તરફ જોતાં જોતાં, રમેશ જવાને માટે તૈયાર થયો હતો, તો પણ જાઉં–જાઉં કરતો વિલંબ કર્યા કરતો હતો, એવામાં રમા આવી તેના ઉંબર આગળ ઊભી

રહી. ત્યાં અજવાળું નહોતું; રમેશે ઘરની દાસી ધારી કહ્યું,—
" શું જોઈએ છે ?"

"આપ શું બહાર જાઓ છો ?"

રમેશ ચમકી ઊઠયો—" અરે, રમા ? અત્યારે કેમ?"

જે કારણે તેને સાંઝનો આશરો લેવો પડયો હતો, તે કહેવાની કંઈ જરૂર નથી; પણ જે કારણે તે આવી હતી તે વાત લાંબી હતી. આમ છતાં શી રીતે શરૂ કરવું એ તેને સૂઝયું નહિ અને સ્થિર થઈ રહી. રમેશ પણ બોલી ન શકયો. થોડી વાર મૂંગાં રહી રમાએ પૂછ્યું,—"તમારું શરીર હવે કેમ છે ?"

"ઠીક નથી; પાછો રોજ રાતના તાવ આવે છે."

"તો તો થોડા દિવસ બહાર ફરી આવો તો સારું થાય."

રમેશે હસીને કહ્યું—"સારું થાય એ તો જાણું છું, પણ જવું શી રીતે ?"

તેનું હસવું જોઈ રમા ચિડાઈ બોલી,—" તમે કહેશો કે મારે બહુ કામ છે, પણ પોતાના શરીર કરતાંયે મહત્ત્વનું કામ હોય ખરું ?"

રમેશે પહેલાંની માફક જ હસીને જવાબ દીધો,—" પોતાનો દેહ એ ક્ષુદ્ર વસ્તુ છે એવું હું કહેતો નથી, પણ માણસને એવાં યે કામ હોય છે જે આ શરીર કરતાં ઘણાં વધુ મહત્ત્વનાં હોય છે,—પણ એ કંઈ તું સમજવાની નથી, રમા."

રમાએ માથું ધુણાવી કહ્યું,—" હું સમજવા માગતી પણ નથી. પણ તમારે બીજે ઠેકાણે જવું જ પડશે. સરકાર મહાશયને કહેતા જાવ. હું તેમનાં કામકાજની દેખરેખ રાખીશ. "

રમેશે અચંબો પામી કહ્યું,—" તું મારું કામ સંભાળશે ? પણ—"

" પણ શું ? "

" પણ શું તે તું જાણે છે રમા. હું તારો વિશ્વાસ કરી શકીશ ખરો ? "

રમાએ બેધડક તરત જ કહ્યું—" બીજા નહિ કરી શકે, પણ તમો કરી શકશો. "

તેના દૃઢ સ્વરની આ ન કલ્પી શકાય એવી ઉક્તિ સાંભળી રમેશ વિસ્મયથી સજ્જડ થઈ ગયો. પણ થોડી વાર મૂંગો રહી બોલ્યો,—"વારુ, વિચાર કરી જોઈશ."

રમાએ માથું હલાવી કહ્યું,—"ના, વિચાર કરવાનો વખત નથી,—આજે જ તમારે બીજે કેથે જવું પડશે. નહિ તો—"આટલું બોલતાં બોલતાં તેને સ્પષ્ટ લાગ્યું કે રમેશ હલી ઊઠયો છે. કારણ એકાએક આમ નાસી ન જાય તો શી આફત આવી પડે, એની કલ્પના કરવી કાંઈ મુશ્કેલ નહોતું. રમેશે સાચું જ અનુમાન કર્યું હતું. પણ મન ઉપર કાબૂ રાખી બોલ્યો,—" ભલે, હું બહાર જાઉં, તેમાં તને શો લાભ ? મને આફતમાં નાખવા તેં પોતે પણ કંઈ ઓછું કર્યું નથી કે આજે એક વધુ આફતથી મને

ચેતવવા આવી છે. એ બધી વાતો કંઈ એટલી બધી જૂની થઈ ગઈ નથી કે તને યાદ ન હોય. એના કરતાં ખુલ્લે ખુલ્લું કહે કે મારા જવાથી તને શો લાભ છે; કદાચ હું જવા તૈયાર થાઉં પણ ખરો."

એટલું બોલી તે જે જવાબની આશાથી રમાના અસ્પષ્ટ મોં તરફ જોઈ રહ્યો તે તેને મળ્યો નહિ. રમાના અંતરમાં કેવું ભારે અભિમાન ઉછાળા મારી ઊઠ્યું, તેની કોઈને ખબર પણ પડી નહિ; રમેશના નિષ્ઠુર વિદ્રૂપના આઘાતથી તેનું મોં કેવું ફિક્કું પડી ગયું તે પણ અંધારામાં જણાયું નહિ. થોડી વાર સ્થિર રહી રમાએ પોતાનું મન કબજે કર્યું. પછી બોલી,—"વારું, ખુલ્લું કરીને કહું છું. તમો જાઓ એમાં મને કશો જ લાભ નથી પણ ન જાઓ તો નુકસાન પુષ્કળ છે. મારે સાક્ષી આપવી પડશે."

રમેશ લુખ્ખાઈથી બોલ્યો,—"એ જ ને, સાક્ષી ન આપે તો?"

રમા ફરી જરા થોભી બોલી,—"ન આપું તો? ન આપું તો બે દિવસ પછી મારે ત્યાં મહામાયાની પૂજામાં કોઈ આવશે નહિ, મારા જતીનની જનોઈમાં કોઈ જમશે નહિ—મારાં વ્રત વટુલાં—" આ વાતની કલ્પના માત્રથી રમા જાણે થરથરી ઊઠી.

રમેશ વધુ ન સાંભળત તોયે ચાલત; પણ તેનાથી રહેવાયું નહિ. બોલ્યો,—"પછી?"

રમા વ્યાકુળ બની બોલી,—"હજી યે પછી? ના.

તમે જાઓ,—હું કાલાવાલા કરું છું, રમેશદા—મારું બધી બાજુથી બગાડશો નહિ; તમે જાઓ, આ દેશ છોડીને."

થોડી વાર સુધી બંને મૂગાં રહ્યાં. આ પહેલાં ગમે ત્યાં, ગમે તે સ્થિતિમાં રમાને જોતાં વેંત જ રમેશની નસનું લોહી ઊછળી ઊઠતું. મનમાં ને મનમાં સેંકડો દલીલો કર્યા છતાં, પોતાના અંતરને હજારો ઠપકા આપ્યા છતાં તે તેને શાંત કરી શકતો નહિ. હૃદયના આ શાંત વિરોધથી તેને દુઃખ થતું, લજ્જા આવતી, તે ક્રોધે ભરાઈ જતો; પણ કેમે કર્યો તેને વશ કરી શકતો નહિ. ખાસ કરીને આ હમણાં જ પોતાના જ ઘરમાં તે જ રમાને એકાએક એકલી આવેલી જોઈ કાલની વાત સંભારતાં વેંત તેનું હૃદય–ચાંચલ્ય એકદમ ઉદ્દામ બની ગયું હતું. રમાના છેલ્લા શબ્દોથી આટલે દિવસે આજે તે હૃદય શાંત પડયું.

રમાની ભયવ્યાકુળ આજીજીમાં અખંડ સ્વાર્થપરતા એટલી સ્પષ્ટ જણાઈ આવતી હતી કે તેનાં અંધ હૃદયની પણ આજે આંખ ખૂલી ગઈ.

રમેશ એક ઊંડો નિશ્વાસ નાંખી બોલ્યો,—"વારું, તેમ કરીશ. પણ આજે હવે વખત નથી. કારણ, મારા ભાગી જવાનો હેતુ તારે મન ગમે તેટલો મોટો હોય, તો પણ આજની રાત મને તેથી યે મહત્ત્વની છે. તારી દાસીને બોલાવ, મારે હમણાં જ બહાર જવાનું છે."

રમાએ આસ્તે આસ્તે કહ્યું,—"આજે કેમે કર્યું ન જ જવાય ?"

"ના. તારી દાસી ગઈ ક્યાં ?"

"કોઈ મારી સાથે આવ્યું જ નથી."

રમેશ અવાક્ બની બોલ્યો,—"આ તું શું બોલે છે: અહીં એકલી આવવાની હિંમત શી રીતે કરી ? એકાદ દાસીને પણ સાથે ન લાવી !"

રમા એવા ને એવા મૃદુ સ્વરે બોલી,—"તો યે શો ફેર પડત ! તે પણ મને તમારા હાથમાંથી બચાવી શકવાની નહોતી."

"તે ભલે, પણ લોકની ખોટી નિંદામાંથી બચાવી શકત ને ! રાત કંઈ ઓછી નથી ગઈ, રાણી !"

એ જ પેલું બહુ દિવસનું વિસારે પડેલું નામ ! એકાએક કંઈ બોલવાનો રમાને અત્યંત ઉમળકો થઈ આવ્યો, પણ તેણે રોકી લીધો. ત્યાર પછી માત્ર એટલું બોલી,—"તેથી યે કાંઈ વળત નહિ, રમેશદા. અંધારી રાત નથી—મારાથી જવાશે." એમ બોલી તે બીજા કોઈ શબ્દની વાટ ન જોતાં ધીમે ધીમે ચાલી ગઈ.

દર વરસે રમા ધામધૂમ પૂર્વક દુર્ગોત્સવ કરતી અને પહેલી પૂજાને દિવસે જ ગામના બધા ખેડૂત મજૂરો વગેરેને ધરાઈને ભોજન કરાવતી. બ્રાહ્મણને ઘેર સાંજીનો પ્રસાદ મેળવવાને માટે એવી તો પડાપડી થતી, કે એક પહોર રાત વીતે ત્યાં સુધી વાસણો, પતરાળાં, એંઠવાડ—એ બધાંને લીધે ઘરમાં પગ મૂકવાની પણ જગા રહેતી નહિ. માત્ર હિંદુ જ નહિ પણ પીરપુરની (મુસલમાન) પ્રજા પણ ભીડ કરવાનું છોડતી નહિ. આ વખતે પણ તે પોતે માંદી હતી, તોય તૈયારીમાં કશી જ મણા રાખી ન હતી. ચંડીમંડપમાં પ્રતિમા અને પૂજાનો સાજસરંજામ હતો. નીચે ઉત્સવને માટે વિશાળ ચોક હતો. સપ્તમી પૂજા યથાસમયે પૂરી થઈ ગઈ હતી. ધીમે ધીમે બપોરનો પાછલો પહોર થયો અને તે પણ પૂરો થવા આવ્યો હતો. આકાશમાં સપ્તમીનો ખંડચંદ્ર, સ્પષ્ટ પ્રકાશવા લાગ્યો હતો; પરંતુ મુખરજીના ઘરનું વિશાળ પ્રાંગણ કેટલાક ભદ્ર લોકોને બાદ કરીએ તો આખું ખાલીખમ ખાવા ધાતું હતું. ઘરની અંદર અન્નનો મોટો ઢગલો ધીમે ધીમે ઠરી જઈ કઠણ થતો જતો હતો. શાકોનો ઢગ સુકાઈને કાળો પડતો જતો

હતો. પરંતુ હજી સુધી એક પણ ખેડૂતે માજીનો પ્રસાદ લેવાને ઘરમાં પગ મૂકયો ન હતો. અરે! આટઆટલું ખાવા પીવાનું બગાડવાની ગામના હલકા વર્ણના લોકો હિંમત કરે છે? આ તે તેમની કેવી ધૃષ્ટતા! વેણી હૂકો હાથમાં લઈને ઘડીમાં ઘરમાં અને ઘડીમાં બહાર એમ ખૂસાખૂસ કરતો ધૂવાંફૂવાં થતો ફરવા લાગ્યો;—"દીકરાઓને બતાવીશ—પાક ભેલાડી નાંખીશ—આમ કરીશ, તેમ કરીશ, વગેરે વગેરે." ગોવિંદ, ધર્મદાસ, હાલદાર વગેરે ચડેલે મોઢે થાકયા વિના ફરતા ફરતા અનુમાન કરવા લાગ્યા કે કયા સાળાના કારસ્તાનને લીધે આ બનવા પામ્યું. હિંદુ મુસલમાન એકમત થઈ ગયા છે, તે પણ કંઈ ઓછા આશ્ચર્યની વાત નથી!

આ તરફ ઘરમાં માસી પણ એકદમ વિફર્યાં હતાં—એ પણ એક ભારે આફત થઈ પડી હતી! આ તુમુલ ધાંધલમાં માત્ર એક જ માણસ મૂગું રહ્યું હતું—તે રમા પોતે. એક પણ શબ્દ તે કોઈની પણ વિરુદ્ધ બોલી નહોતી—કોઈને પણ તેણે દોષ દીધો નહોતો, દુઃખનો કે ફરિયાદનો એક હરફ સુદ્ધાં તેના મોંમાંથી અત્યારસુધી નીકળ્યો નહોતો. શું આ એની એ જ રમા છે? તે પુષ્કળ માંદી હતી, તેમાં જરા પણ શંકા નહોતી. પણ તે પોતે એ વાત કબૂલ કરતી નહોતી—હસીને ઉડાવી દેતી. રોગ રૂપનો નાશ કરે છે;—જવા દો એ વાત. પણ પહેલાંનું અભિમાન નથી, પહેલાંની રીસ નથી.—તે હઠ પણ રહી

નથી. મ્લાન આંખોમાં જાણે વ્યથા અને કરુણા ભરી છે. જરા ધ્યાનથી જોઈએ તો એમ લાગે કે જાણે બે સજલ પડદાની પાછળ રુદનનો સમુદ્ર ઢાંકયો પડયો છે—છૂટો મૂકવામાં આવે તો હમણાં જાણે આખા વિશ્વસંસારને તાણી લઈ જાય. ચંડી મંડપને અંદરને બારણે થઈને રમા પ્રતિમા પાસે આવીને ઊભી. તેને જોતાંવેંત હિતચિંતકોનું ટોળું એકદમ તાર સ્વરે હલકા વર્ણના લોકોની ચૌદ પેઢીને નામ દઈ ગાળગલોચ કરવા લાગ્યું. એ સાંભળી રમા કશું બોલી નહિ, જરા હસી—દીંટેથી તોડી લીધેલું ફૂલ માણસના હાથમાં જે રીતે હસે છે, બરાબર તે જ રીતે. તેમાં રાગદ્વેષ, આશાનિરાશા, ભલુંભૂંડું કશું જ વ્યક્ત થયું નહિ. તે હાસ્ય સાર્થક હતું કે નિરર્થક તે પણ કોણ જાણે !

વેણીએ ગુસ્સે થઈ કહ્યું,—"ના, ના. આ હસવાની વાત નથી. આ તો ભારે ભૂંડી વાત છે! એક વાર જો મને ખબર પડેને કે આના મૂળમાં કોણ છે તો—" એમ કહી બંને હાથના નખ ભેગા કરી બોલ્યો,—" આ આમ કરીને ચીરી નાંખું."

રમા મનમાં ને મનમાં થથરી ઊઠી. વેણી બોલવા લાગ્યો,—"હરામજાદા દીકરાઓ એટલું સમજતા નથી કે જેને જોરે તમે જોર કરો છો, તે રમેશ પોતે તો જેલમાં ઘાણી ખેંચે છે. તમને મારતાં તે કેટલી વાર ?"

રમા કશું જ બોલી નહિ. જે કામે આવી હતી તે પૂરું કરી ચુપચુપ ચાલી ગઈ.

દોઢ માસ થયાં રમેશ ગેરકાયદે ગૃહપ્રવેશ કરી ભૈરવને છરી મારવાના ગુનાસર જેલ ભોગવી રહ્યો છે !—મુકદ્દમામાં વાદીને ઝાઝી મહેનત કરવી નહોતી પડી—કારણ નવા મેજીસ્ટ્રેટ સાહેબને કોણ જાણે શી રીતે સવારમાં જ ખબર પડી ગઈ હતી, કે આવો ગુનો કરવો એ આરોપીને માટે તદ્દન સ્વાભાવિક અને સંભવિત હતું. એટલું જ નહિ પણ લૂંટફાટ વગેરેમાં પણ એનો હાથ છે કે નહિ એ વિષે પણ તેમને પૂરેપૂરો શક હતો. થાણાની નોંધમાંથી પણ તેમને ખૂબ મદદ મળી હતી. તેમાં લખ્યું હતું કે બરાબર આવો જ ગુનો તેણે પહેલાં પણ કર્યો હતો. અને બીજા પણ અનેક જાતના શંકા પડતા બનાવોમાં તેનું નામ સંડોવાયલું હતું. ભવિષ્યમાં પોલીસ તેના ઉપર ખાસ નજર રાખે, એવો મત દર્શાવવાનું પણ તેઓ ચૂકયા નહિ. વધુ સાક્ષીપુરાવાની જરૂર પડી નહિ. તો પણ રમાંને જુબાની આપવી પડી હતી. તેણે કહ્યું હતું,—"રમેશ ઘરમાં પેસીને આચાર્ય મહાશયને મારવા આવ્યો હતો, એ હું જાણું છું, પરંતુ છરી મારી હતી કે નહિ તે હું જાણતી નથી. તેના હાથમાં છરી હતી કે નહિ, તે પણ મને યાદ નથી." પણ શું આ વાત સાચી છે? જલ્લાની અદાલતમાં સોગંદ ખાઈને રમા આ સત્ય વસ્તુ જણાવી આવી; પણ જે અદાલતમાં સોગંદ ખાવાનો રિવાજ નથી ત્યાં તે શો જવાબ દેશે? રમેશે છરી મારી ન હતી, તેના હાથમાં હથિયારની વાત તો દૂર રહી પણ ઘાસનું એક તણખલું સુદ્ધાં હતું નહિ,

એ વાત તેના કરતાં વધુ ચોક્કસપણે બીજું કોણ જાણતું હતું? તે અદાલતમાં તો તેને કોઈ એ વાત પૂછવાનું સુદ્ધાં નથી, કે તેને શું યાદ છે અને શું નથી! પરંતુ અહીંની અદાલતમાં તેને સાચું બોલવાની તક જ ન હતી! વેણી વગેરેના હાથમાં રમતો ગામનો સમાજ સત્ય ન હતો માગતો, એટલે સત્ય બોલવા જતાં તેને પોતાને મોઢે ખોટા અપવાદની કાળી મેશ ચોપડી આ સમાજને મોઢું બતાવવું પડશે—એવા તો કેટલાય દાખલા બન્યા છે—એ તે ચોક્કસ જાણતી હતી. તે ઉપરાંત આટલી ભારે સજા થશે, એની રમાને સ્વપ્ને પણ કલ્પના ન હતી. બહુ બહુ તો સો બસો દંડ થશે, એમ જ તે માનતી હતી. ઊલટું વારંવાર ચેતવ્યા છતાં રમેશ જ્યારે પોતાનું કામ છોડી ભાગી જવાને કેમે કર્યો તૈયાર થયો નહિ, ત્યારે રીસે ભરાઈ રમાએ મનમાં ને મનમાં એવું ઇચ્છયું પણ હતું કે છો દંડ થતો; એકવાર ખબર પડવા દો. પરંતુ એ ખબર આવી પડવાની છે, રમેશના રોગથી પીડાયલા ફિક્કા મોં તરફ જોઈને પણ ન્યાયાધીશને દયા આવવાની નથી—એકદમ છ મહિના સખ્ત મજૂરીની સજા ઠોકી મારશે—એવું તેણે માન્યું ન હતું. તે વખતે રમા પોતે રમેશ તરફ જોઈ શકી નહોતી. પારકાને મોઢે તેણે સાંભળ્યું હતું કે રમેશ એક્કી ટશે તેના મોં તરફ જોઈ રહ્યો હતો, અને જેલની સજા થઈ ગયા પછી ગોપાળ સરકારની વિનંતીના જવાબમાં માથું હલાવી તેણે કહ્યું હતું,—" ના, મેજીસ્ટ્રેટે મને જનમ કેદની સજા

કરી હોત તો પણ હું અપીલ કરી છૂટવા માગત નહિ. મને લાગે છે કે આના કરતાં તો જેલ સારી."

સારી તો ખરી જ. તેના જૂના સ્નેહી ભૈરવ આચાર્યે તેના ઉપર ફરિયાદ કરીને તેના ઉપકારનો બદલો આપ્યો, અને રમા જ્યારે સાક્ષીના પાંજરામાં આવતાં તેના હાથમાં છરી હતી કે નહિ એ યાદ કરી શકી નહિ, ત્યારે તે શાની આશાએ અપીલ કરી છૂટવાનું ઇચ્છે? તેની એ દુર્જય ઘૃણા વિરાટ શીલાની માફક રમાની છાતીને કચડી રહી છે—તેને ઉતારવાનું કોઈ ઠેકાણું શોધ્યું જડતું નથી! કેવો ભયંકર ભાર! તે ખોટું બોલી આવી નહોતી—એ કેફિયત તેના અંતર્યામીએ કેમે કરી સ્વીકારી નહિ! ખોટું બોલી નહોતી એ ખરું, પરંતુ સાચી વાત પણ જણાવી નહોતી. સાચી વાત છુપાવવાનો ગુનો આવો મોટો છે, તે તેને આમ રાતદિવસ બાળ્યા કરશે, એ જો તે સહેજ પણ જાણવા પામત તો કેવું સારું! વારે વારે તેને કેવળ એ જ વાત યાદ આવવા લાગી, કે ભૈરવના જે ગુનાને લીધે રમેશ ભાન ભૂલી ગયો હતો, તે ગુનો કેવો ભયંકર હતો? આમ છતાં તેના એક માત્ર શબ્દથી તે બધું માફ કરી, એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના તે ચાલ્યો ગયો હતો! તેની ઇચ્છાને આવી રીતે માથે ચડાવી કોઈએ કદી પણ તેને આટલું માન આપ્યું ન હતું! મનમાં ને મનમાં બળી બળીને આજ કાલ તેને એક સત્યની ઝાંખી થતી હતી: જે સમાજની બીકે તે આવું ભારે નિંદ્ય કર્મ કરી બેઠી તે સમાજ ક્યાં છે? વેણી વગેરે સમાજના કેટલાક પટેલિયાઓના સ્વાર્થ

અને તેમની ક્રૂર ઈર્ષ્યાની બહાર ક્યાંય પણ તેનું અસ્તિત્વ છે ખરું? ગોવિંદની એક વિધવા ભાભીની વાત કોણ નથી જાણતું? વેણીની સાથેના તેના સંબંધની વાત ગામમાં કોઈથી અજાણી નથી. આમ છતાં સમાજને આશરે તે નિશ્ચિંત બની બેઠી છે; અને વળી તે વેણી જ સમાજપતિ? તેનાં ઘડેલાં જ સામાજિક બંધનો આખે અંગે સાપની ચૂડની જેમ જકડી રાખવાં એનું જ નામ ચરમ સાર્થકતા ગણાય? આ જ હિંદુત્વ? પરંતુ પોતાની જાતનો વિચાર કરતાં, જે ભૈરવ આ બધા અનર્થનું મૂળ હતો, તેના પ્રત્યે પણ ઘૃણા દર્શાવવાની રમાની હિંમત ચાલી નહિ. તેની છોકરી બાર વરસની થઈ ગઈ હતી—જલદી વિવાહ ન કરી નાખે તો ન્યાત બહાર થવું પડે, અને આખું ઘર જાતિભ્રષ્ટ થાય. આની બીકે જ પ્રત્યેક હિંદુના હાથપગ પેટમાં પેસી જાય છે! તે પોતે પણ, પોતાને આટઆટલી સગવડ હતી તો પણ સમાજનો ભય ટાળી શકી નહોતી—તો પછી ગરીબ ભૈરવનું શું ગજું? વેણીનો વિરોધ કરવો, એ તેને માટે કેવી ભયંકર જીવલેણ વસ્તુ હતી, એ વાતનો સ્વીકાર કર્યા વિના તેનો કોઈ પણ વાતે છૂટકો નહોતો.

વૃદ્ધ સનાતન હાજરા ઘર આગળ થઈને જતો હતો, તેને જોતાં જ ગોવિંદે ખુમાખૂમ, કાલાવાલા અને આખરે એક રીતની બળજબરી કરીને પકડી આણી તેને વેણી બાબુ આગળ હાજર કર્યો. વેણી તપી જઈને બોલ્યો,— "આટલો મિજાજ ક્યારથી આવ્યો, હેં, સનાતન? કહું

છે કે તમારે માથે આજકાલ બીજું એકેક માથું ઊગ્યું છે કે શું ?"

સનાતને કહ્યું,—"એ માથાં તે વળી કોઈને હોતાં હશે, બડો બાબુ ? આપ લોકોને જ હોતાં નથી, તો અમ ગરીબને તો કયાંથી જ હોય ?"

"શું બોલ્યો, હેં ?" એમ કહી બરાડો પાડી વેણી ક્રોધથી મૂંગો થઈ ગયો; એ જ માણસનું સર્વસ્વ જ્યારે વેણીને ત્યાં ગીરવી પડયું હતું, ત્યારે એ જ સનાતન રોજ બે વાર આવીને બડો બાબુના ચરણ ચાટી જતો હતો—આજે એના મોંમાં આ શબ્દો !

સનાતને કહ્યું,—"એ માથાં કોઈને જ હોતાં નથી, એ જ હું કહેતો હતો બડો બાબુ, બીજું કશું હું બોલ્યો નથી."

ગોવિંદ મલાવીને બોલ્યો,—"અમે તો તમારા લોકોની હિંમત માત્ર જોઈએ છીએ ! કેમ તમે કોઈ માજીનો પ્રસાદ લેવાને સુદ્ધાં આવ્યા નહિ, કહે તો !"

બુઢ્ઢો જરા હસીને બોલ્યો,—"હવે હિંમત, જે કરવાનું તે તો તમે અમારું કર્યું જ છે. હશે, પણ માજીનો પ્રસાદ કહો કે ગમે તે કહો, કોઈ પણ કૈવર્ત હવે બ્રાહ્મણને ઘેર પત્રાળી માંડવાનો નથી ! ધરતી માતા આટલું બધું પાપ શી રીતે સહન કરે છે, એની જ અમો માંહોમાંહે ચર્ચા કરીએ છીએ." એમ કહી એક નિસાસો નાખી સનાતન રમા તરફ જોઈ બોલ્યો,—"દિદિઠાકરુન, જરા ચેતતાં રહેજો, પીરપુરના મુસલમાનો બિલકુલ ચિડાઈ રહ્યા છે.

છોટા બાબુ પાછા આવ્યા પછી શું થશે તે આ દુર્ગામાતા જ જાણે. આજ સુધીમાં તેઓ બે ત્રણ વાર બડા બાબુના ઘરની આસપાસ આંટા મારી ગયા છે. સારું થયું કે સામા મળ્યા નહિ!" એમ કહી તેણે વેણી તરફ જોયું. પલકારામાં વેણીના ક્રોધભર્યા મુખનો રંગ ભયથી ઊડી ગયો. સનાતન બોલવા લાગ્યો,—"માતાજી સામે ખોટું નથી બોલતો, બડા બાબુ, જરા સંભાળીને રહેજો. રાત અસુર બહાર નીકળશો નહિ. કોણ ક્યાં સંતાઈ બેઠું હોય, કંઈ કહેવાય નહિ, કોને ખબર!"

વેણી કોણ જાણે શું ય બોલવા જતો હતો, પણ તેના મોંમાંથી વેણ નીકળ્યાં નહિ. તેના જેવો ભીરુ દુનિયાભરમાં બીજો ન હોય એવું લાગ્યું.

આટલી વારે હવે રમા બોલી. સ્નેહભર્યા કરુણ સ્વરે તેણે પૂછ્યું,—"સનાતન, તમારી આ બધી રીસ કેવળ છોટાબાબુને કારણે જ છે, નહિ?" સનાતન પ્રતિમા તરફ એકવાર નજર નાખી બોલ્યો,—"દિદિઠાકરુન, જૂઠું બોલી નરકમાં શા માટે પડું?—એમ જ છે. પણ મુસલમાનો જ સૌથી વધુ ચિડાયા છે. તે લોકો છોટાબાબુને પયગંબર માને છે. તેનો પુરાવો જુઓ તમો—પેલો જાફરઅલી—જેના ખોબામાંથી પાણી સુદ્ધાં ટપકે એમ નથી, તેણે છોટાબાબુ જે દિવસે જેલ ગયા તે દિવસે તે લોકોની નિશાળ માટે હજાર રૂપિયા દાનમાં આપ્યા! કહે છે કે મસજિદમાં પણ તેમને નામે નમાજ સુદ્ધાં પઢવામાં આવે છે.

રમાનું શુષ્ક મ્લાન મોં અવ્યક્ત આનંદથી ઝળકી ઊઠયું. તે બોલ્યા ચાલ્યા વિના પ્રદીપ્ત અનિમેષ નયને સનાતનના મોં તરફ જોઈ રહી. વેણી એકાએક સનાતનનો હાથ જોરથી પકડી બોલ્યો,—" તારે જરા દારોગાની પાસે જઈને કહેવું પડશે, સનાતન! તું જે માગશે તે તને આપીશ. બે વીંઘા જમીન છોડવી લેવા માગતો હઈશ તો તેમ કરીશ, માજીની સામે બેસીને પ્રતિજ્ઞા કરું છું, સનાતન, બ્રાહ્મણનો બોલ રાખ."

સનાતન આભા જેવો બની થોડીવાર વેણીના મોં તરફ જોઈ રહ્યો, પછી બોલ્યો,—" હવે કેટલા દિવસ જીવવું છે, બડોબાબુ,—લોભમાં પડીને જો એ કામ કરીએ તો મર્યા પછી અમને અડવાની વાત તો ચૂલામાં ગઈ, પણ કોઈ અડાડશે સુદ્ધાં નહિ. હવે તે વખત રહ્યો નથી! છોટો બાબુ બધું પલટી નાખી ગયા છે."

ગોવિંદે કહ્યું,—"બામણનું કહ્યું ત્યારે તારે કરવું નથી એમ જ કહેને?"

સનાતન માથું ધુણાવી બોલ્યો,—" ના કહીશ તો તમો ગુસ્સો કરશો, ગાંગુલી મહાશય, પણ પેલે દહાડે પીરપુરની નવી નિશાળમાં છોટોબાબુએ કહ્યું હતું કે 'ગળામાં બે ધાગા જનોઈના ઘાલ્યા એટલે જ કાંઈ બ્રાહ્મણ નથી થઈ જવાતું.' હું તો કાંઈ આજનો નથી, બધુંય જાણું છું. તમો જે કામો કરતા ફરો છો તે કદી બામણને શોભે

ખરાં? તમને જ પૂછું છું; દિદિઠાકરુન, તમે જ કહો જોઉં?"

રમા બોલ્યા વિના નીચું જોઈ રહી. સનાતન ઉત્સાહમાં આવી અંતરની દાઝ કાઢી બોલવા લાગ્યો,—"ખાસ કરીને તો આ જુવાનિયાઓ—છોટોબાબુ જેલમાં ગયા ત્યારથી આ બંને ગામના બધા છોકરાઓ સાંજ પછી જાફરઅલીને ઘેર જઈને ભેગા થાય છે. તેઓ તો બધે ખુલ્લે ખુલ્લું કહેતા ફરે છે કે જમીનદાર તો છોટોબાબુ, બીજા બધા ચોરલૂંટારા. વળી મહેસૂલ ભરીને રહીએ છીએ, કોઈથી પણ ડરવાના નથી. અને, બામણની જેમ રહે તો બામણ, નહિ તો જેવા આપણે તેવા તે."

વેણીએ ભયભીત થઈ શુષ્કમુખે પ્રશ્ન કર્યો,—"સનાતન! મારા ઉપર જ તે લોકોને આટલી બધી ચીડ શા માટે છે, એ તું કંઈ કહી શકશે?"

સનાતને કહ્યું,—"બડોબાબુ, ચિડાશો નહિ, પણ તમો જ આ બધા સત્યાનાશનું મૂળ છો, એ તેમની જાણ બહાર રહ્યું નથી."

વેણી મૂંગે મોઢે બેસી રહ્યો. હલકી વર્ણના લોકોને મોઢે આવા શબ્દો સાંભળ્યા છતાં પણ તે ચીડાયો નહિ, કારણ કે ચીડાવા જેવી તેની મનની સ્થિતિ જ રહી નહોતી—તેનું હૈયું ધબક ધબક ધબકતું હતું.

ગોવિંદ બોલ્યો,—"તો તો એમ કહોને કે જાફરને

ઘેર જ અડ્ડો છે ? ત્યાં તેઓ શું કરે છે એ તું કંઈ કહી શકશે ?"

સનાતને તેના મોં તરફ જોઈ કંઈક વિચાર કર્યો. આખરે કહ્યું,—"તેઓ શું કરે છે તે તો જાણતો નથી, પણ ભલું ઇચ્છતા હો તો બધા મનસુબા છોડી દેજો, મહારાજ! એ હિંદુમુસલમાન લોકોએ ભાઈ ભાઈનો સંબંધ બાંધ્યો છે—એક મન, એક પ્રાણ થઈ ગયા છે. છોટો બાબુના જેલ જવા પછી બધા દારુગોળા જેવા થઈ ગયા છે; તેની વચમાં જઈને ચકમક ઠોકી અગ્નિ સળગાવવા જશો નહિ, મહારાજ !"

સનાતન ચાલ્યો ગયો; ઘણીવાર સુધી કોઈને પણ કંઈ બોલવાની હોંશ રહી નહિ, રમાએ ઊઠી જવાની તૈયારી કરતાં જ વેણી બોલી ઊઠયો,—"વાત સાંભળી ને, રમા ?"

રમા સહેજ હસી, બોલી નહિ. તેને હસતી જોઈને વેણીને ઝાળ ઊઠી. તે બોલ્યો,—"સાળા ભૈરવને લીધે જ આ બધું થયું. જો તું ત્યાં ગઈ ન હોત અને તેને છોડાવ્યો ન હોત તો આ કશું જ થવાનું નહોતું. તું તો હસેજ ને, રમા; બાઈ માણસ, ઘર બહાર જવાનું નહિ, પણ અમારું શું થશે, કહે ? જો ખરેખર જ કોઈ દહાડો મારું માથું ફાડી નાખે તો ? બૈરાંઓ સાથે કામ કરવા જતાં હમેશાં આ જ દશા થાય."

એમ કહી વેણી ભયથી, ક્રોધથી, બળાપાથી મોં બગાડી બેસી રહ્યો. રમા સ્તબ્ધ થઈ ગઈ.

## પ્રકરણ ૧૬ મુ

વેણીને તે સારી પેઠે ઓળખતી હતી, પરંતુ આવા ભારે બેશરમ આરોપની તેણે તેની પાસેથી પણ આશા રાખી નહોતી. કશો ય ઉત્તર દીધા વિના, થોડીવાર ઊભી રહી તે બીજે ઠેકાણે ચાલી ગઈ. પછી વેણી બૂમ બરાડા પાડી, બે એક દીવા અને પાંચ છ માણસોને સાથે લઈ, આજુબાજુ સાવચેતી ભરી નજર નાખતો, બીતો બીતો ભયભીત પગલે ચાલી નીકળ્યો.

વિશ્વેશ્વરીએ ઓરડામાં આવી આંસુ સાથે રોતે અવાજે પૂછ્યું,—" આજે કેમ છે, બહેન રમા ? "

રમાએ તેમના મોં તરફ જોઈ જરા હસીને કહ્યું,— " આજ સારું છે, જેઠાઈમા. "

વિશ્વેશ્વરી તેના માથા આગળ આવી બેઠાં, અને બોલ્યા વિના માથે અને મોઢે હાથ ફેરવવા લાગ્યાં. આજે ત્રણ મહીનાથી રમા બિછાનાવશ છે. ખાંસીથી છાતી અને મેલેરિયાથી આખું શરીર જર્જર થઈ ગયું છે. ગામના ઘરડા વૈદ્યરાજ બને એટલા ઉપાય કરે છે. પણ પત્તો ખાતો નથી. તે બિચારા વૃદ્ધને શી ખબર કે શાના ચાબુ હુમલાથી તેનાં બધાં સ્નાયુશીરા રાત દિવસ બળીને ખાક થઈ રહ્યાં છે ? કેવળ વિશ્વેશ્વરીના મનમાં એક વહેમની આછી છાયા ધીમે ધીમ ગાઢ થતી જતી હતી. રમા ઉપર તેમને દીકરીના જેટલો જ સ્નેહ હતો, એમાં ક્યાં ય કશી ઊણપ નહોતી. એટલે એમનો એ અત્યંત પ્રેમ જ રમાના સંબંધમાં તેમની સાચી દૃષ્ટિને અસાધારણ રીતે તીક્ષ્ણ

બનાવતો હતો. બીજાં માણસો જ્યારે ખોટું સમજી, ખોટી આશા રાખી ભળતા ઉપચારો કરવા લાગ્યાં, ત્યારે તેમનું હૃદય ફાટી જવા લાગ્યું. તેઓ જોતાં હતાં કે રમાની આંખો ઊંડા ગોખલામાં ઊતરી ગઈ હતી, તોપણ દૃષ્ટિ અતિશય તીક્ષ્ણ હતી—જાણે દૂર દૂરની કોઈ વસ્તુ અતિશય પાસે લાવીને જોવાની એકાગ્ર વાસનાથી આવી અસાધારણ તીક્ષ્ણતા ન આવી હોય ! વિશ્વેશ્વરીએ ધીરે રહીને બોલાવી,—" રમા ? "

" શું છે, જેઠાઈ મા ? "

" હું તો તારી મા જેવી છું, રમા."

રમાએ તેમને અટકાવી કહ્યું,—"મા જેવાં કેમ કહો છો ? તમે તો મારાં મા જ છો."

વિશ્વેશ્વરી નીચાં નમી રમાનું કપાળ ચૂમી બોલ્યાં,—"ત્યારે સાચે સાચું કહે જોઉં, બહેન, તને શું થયું છે ? "

" માંદી થઈ છું, જેઠાઈ મા."

વિશ્વેશ્વરીએ જોયું કે તેના આવા ફીકા મોં ઉપર પણ પલભર લાલી છવાઈ રહી છે. પછી ગંભીર સ્નેહથી તેના લૂખા વાળને જરા રમાડી બોલ્યાં,—" એ તો આ ચામડાની આંખે પણ દેખી શકું છું. આ આંખે ન દેખાય એવું કંઈ થયું હોય, તો તે અત્યારે મા આગળ છુપાવીશ નહિ, રમા ! છુપાવ્યે કાંઈ અસુખ મટવાનું નથી, બહેન."

બારીની બહાર સવારનો તડકો હજી આકરો થયો નહોતો, અને મંદ મંદ વાયુ મીઠી ઠંડી પસારતો હતો—તે તરફ રમા મૂંગી મૂંગી જોઈ રહી. થોડી વાર પછી બોલી,—"મોટાભાઈને કેમ છે, જેઠાઈ મા ?"

વિશ્વેશ્વરીએ કહ્યું,—"સારું છે. માથાનો ઘા રુઝાતાં હજી વાર લાગશે ખરી, પણ પાંચ છ દિવસમાં ઇસ્પિતાલ-માંથી ઘેર આવી શકશે."

રમાના મોં ઉપર વેદનાનાં ચિહ્ન જોઈ તેઓ બોલ્યાં,—"દુઃખ કરીશ નહિ, રમા, એની એને જરૂર જ હતી. એથી એનું ભલું જ થવાનું છે." એમ કહીને તેમણે રમાના મોં ઉપર આશ્ચર્યની છટા જોઈ વળી કહ્યું,— "તને થતું હશે કે મા થઈને મારા દીકરાને માથે આવી વિપત્તિ આવ્યા છતાં હું આમ શી રીતે બોલું છું, પણ તને ખરું જ કહું છું કે આથી મને દુઃખ વધારે થયું છે કે આનંદ, એ હું કહી શકતી નથી. લજ્જાનો જેમને ભય નથી તેઓને મૃત્યુનો જો આટલો ડર ન હોય તો સંસાર ધૂળધાણી થઈ જાય. એટલે મને વારેવારે થાય છે કે આ ઘાંચીના છોકરાએ વેણીનું જે કલ્યાણ કર્યું છે, એવું કલ્યાણ પૃથ્વીમાં કોઈ સગું કે મિત્ર કરી શકત નહિ. કોયલાને ધોઈને તેનો રંગ બદલી શકાતો નથી બહેન,—તેને તો અગ્નિમાં બાળવો પડે છે."

રમાએ પૂછ્યું,—"ઘરમાં શું એ વખતે કોઈ નહોતું ?"

વિશ્વેશ્વરીએ કહ્યું,—"કેમ નહિ? બધાંય હતાં. પણ તે કંઈ વગર વિચાર્યે નહોતો મારી બેઠો. પોતે જેલમાં જવાનો છે, એમ નક્કી કર્યા પછી જ તે તેલ વેચવા આવ્યો હતો. તેને પોતાને તો સહેજ પણ ક્રોધ નહતો, બહેન, એટલે કાવડને એક્કે ઘાએ જ્યારે વેણી બેભાન થઈને પડી ગયો ત્યારે તે શાંત ઊભો રહ્યો—બીજો ઘા કર્યો નહિ. તે ઉપરાંત તે કહેતો ગયો છે, કે આટલું થયા પછી પણ વેણી નહિ ચેતે તો, હું પોતે તો પાછો આવું કે ન આવું, પણ આ માર એમનો છેલ્લો માર નથી."

રમા આસ્તે આસ્તે બોલી,—"એટલે એ જ બીજા માણસો પણ આની પાછળ છે? પણ આપણા ગામના હલકા લોકોમાં આટલી હિંમત તો કદી નહોતી, જેઠાઈ માં. એ હિંમત ક્યાંથી આવી?"

વિશ્વેશ્વરીએ જરા હસીને કહ્યું,—"તે તું પોતે જ ક્યાં નથી જાણતી કે કોણે ગામના આ હલકા લોકોને હૈયે આટલી હિંમત ઉત્પન્ન કરી છે. અગ્નિ સળગે છે એટલે તે એમને એમ હોલવાતો નથી. તેને બળ જબરીથી હોલવીએ તોપણ તે આસપાસની વસ્તુઓને તપાવતો જાય છે. તે પાછો આવીને ચિરંજીવી થઈ ગમે ત્યાં રહે; વેણીની વાત યાદ કરી કરીને હું કદી પણ ઊંડા નિસાસા નાંખવાની નથી."

આમ બોલવા છતાં વિશ્વેશ્વરીએ એક નિસાસો

બળપૂર્વક દબાવી દીધો, એ રમા જોઈ ગઈ, અને એ જ કારણે તેમનો હાથ છાતી ઉપર ખેંચી લઈ સ્થિર પડી રહી.

જરા સ્વસ્થ થઈ વિશ્વેશ્વરી ફરી બોલ્યાં,—"રમા, એકનો એક દીકરો એટલે શું તે માત્ર મા જ જાણે. વેણીને જ્યારે તેઓ બેભાન અવસ્થામાં ઉપાડીને પાલખીમાં મૂકી હૉસ્પિતાલમાં લઈ ગયા, ત્યારે મને કેવું થયું હતું તે હું તને નહિ સમજાવી શકું. પરંતુ તેમ છતાં હું કોઈને શાપ કે દોષ સુદ્ધાં દઈ શકી નહોતી. એક વાત હું ભૂલી શકી નહોતી કે એકનો એક દીકરો થયો, એટલે કંઈ ધર્મનો દંડ માનું મોં જોઈને છાનો બેસી નહિ રહે."

રમા થોડીવાર વિચાર કરી બોલી,—"તમારી સાથે હું દલીલ નથી કરતી, જેઠાઈ મા, પણ જો એમ જ હોય, તો રમેશદા કયે પાપે આ દુ:ખ ભોગવી રહ્યા છે? આપણે તેમને શી રીતે જેલમાં મોકલ્યા છે એ કોઈથી છાનું રહ્યું નથી."

જેઠાઈ મા બોલ્યાં,—"ના, બહેન, છાનું તો રહ્યું નથી, અને રહ્યું નથી એટલે જ વેણી આજે હૉસ્પિતાલમાં છે, અને તારી—" કહીને તેઓ એકાએક થંભી ગયાં. જે શબ્દ તેમની જીભને ટેરવે આવી પ્રહોંચ્યો હતો, તેને બળજબરીથી પાછો અંદર ઠેલી દઈ બોલ્યાં,—"જાણે છે ને બહેન, કે કોઈ પણ કામ કદી પણ ફોગટ જતું નથી. તેની શક્તિ એક નહિ તો બીજી જગ્યાએ જઈને કામ કરે જ છે; પણ શી રીતે કરે છે તે બધી વખત સમજાતું નથી. અને

એ જ કારણે આજ સુધી આ કોયડાનો ઉકેલ આવ્યો નથી, કે એકને પાપે બીજાને શા માટે પ્રાયશ્ચિત્ત કરવું પડે છે? પરંતુ એ કરવું પડે છે, એમાં તો રમા, લેશ પણ શંકા નથી. ”

રમાએ પોતાનું આચરણ યાદ કરી મૂંગે મોઢે એક નિસાસો નાંખ્યો. વિશ્વેશ્વરી બોલવા લાગ્યાં,—“ આ પ્રસંગથી મારી પણ આંખ ખૂલી ગઈ છે, રમા. ભલું કરવું છે એમ કહેવાથી જ ભલું કરી શકાતું નથી. શરૂઆતનાં અનેક નાનાં મોટાં પગથિયાં વટાવવાની ધીરજ હોવી જોઈએ. એક દિવસ રમેશ હતાશ થઈ મને કહેવા આવ્યો હતો, કે ‘જેઠાઈ મા, આ લોકોનું ભલું કરવાની મારે કાંઈ જરૂર નથી. હું જ્યાંથી આવ્યો છું ત્યાં ચાલ્યો જઈશ.’ ત્યારે મેં તેને રોકી કહ્યું હતું, ‘ના, રમેશ, કામ તેં શરૂ કર્યું છે તો એ છોડીને ભાગીશ નહિ.’ મારું કહ્યું તે પાછું ઠેલી શકે એમ નહોતું. એટલે જે દહાડે મેં તેને સજા થયાનું સાંભળ્યું, તે દહાડે મને થયું, કે મેં જ જાણે તેને જકડીને આ સજા ન કરી હોય! પણ ત્યાર પછી જે દિવસે વેણીને હસ્પિતાલમાં લઈ ગયા, તે દિવ મને પહેલ વહેલું સમજાયું કે ના, ના, તે જેલ ભોગવે એ પણ જરૂરનું હતું. તે ઉપરાંત મને શી ખબર કે બહારથી દોડી આવી ભલું કરવા જવામાં આટઆટલી વિડંબના રહેલી છે—એ કામ આટલું ભારે છે—? પહેલાં તો, ભળવું પડે છે, સૌની સાથે સુખ અને દુઃખમાં એકતા અનુભવ્યા વિના કદી પણ ભલું કરી શકાતું

નથી—એ વાતનો મને ખ્યાલ પણ નહોતો. પહેલેથી જ તે તેનું શિક્ષણ, સંસ્કાર, પ્રબળ શક્તિ અને પ્રબળ પ્રાણ લઈને એટલી ઊંચી ભૂમિકાએ આવીને ઊભો, કે ઠેઠ સુધી કોઈ તેને પહોંચી જ શક્યું નહિ. પરંતુ તેના પર તો મારી નજર જ પડી નહિ, બહેન. મેં તેને જવા યે દીધો નહિ તેમ હું તેને રાખી યે શકી નહિ."

રમા કંઈક બોલવા જતી, હતી પણ દબાઈ ગઈ. વિશ્વેશ્વરી એ સમજી જઈ બોલ્યાં,—

"ના રમા, હું કંઈ એટલાં માટે પસ્તાવો નથી કરતી, પણ તું યે સાંભળીને ચિડાઈશ નહિ, બહેન—કે આ વખતે તમોએ તેને હેઠો પાડી બધાં સાથે ભેળવી દીધો, તેમાં તમે ગમે એવો અધર્મ કર્યો હોય, તોપણ તે તો પાછો આવશે ત્યારે ખરું સત્ય જોઈ શકશે, એ વાત હું જોર પૂર્વક કહું છું."

રમા આ વાત સમજી નહિ. તે બોલી,—"પણ એમાં તેઓ હેઠા શા માટે પડે, જેઠાઈ મા? અમારા અન્યાય કે અધર્મને પરિણામે તેમને ગમે એવી મોટી વેદના સહન કરવી પડે, તો પણ અમારાં દુષ્કૃત્યો અમને જ નરકના અંધારા કૂવામાં હડસેલી લઈ જશે. તેમને શા માટે અડે?"

વિશ્વેશ્વરી મ્લાન ભાવે જરા હસી બોલ્યાં,—"અડશે તો ખરાં જ તો બહેન, નહિ તો વળી પાપ આટલાં ભયંકર શાનાં કહેવાય? ઉપકારનો બદલો કોઈ ઉપકારથી ન

વાળતાં ઊલટો અપકાર કરે તો તેમાં યે શું ઊંધું છતું થઈ જવાનું હતું, બ્હેન ? પણ એ કૃતઘ્નતા તો ઉપકાર કરનારને પણ હેઠો પાડે છે. તું કહે છે તો ખરી રમા, પણ હવે તમારા આ કુંઆપુર ગામમાં રમેશ જ્યારે આવશે ત્યારે શું તે એવો ને એવો જ હશે ? તે પાછો આવશે ત્યારે તમો સ્પષ્ટ જોશો કે જે હાથે તે દાન કરતો હતો તે તેનો જમણો હાથ જ ભૈરવે મરડીને ભાંગી નાખ્યો છે." ત્યાર પછી સહેજ અટકી પોતે જ બોલ્યાં,—"પણ કોને ખબર ? કદાચ ભલું યે થયું હોય. તેના સાજા બળવાન હાથનું અપર્યાપ્ત દાન ગ્રહણ કરવાની શક્તિ ગામનાં લોકોમાં હતી નહિ. એટલે આ ભાંગેલો હાથ જ કદાચ તેમને સાચા કામનો થઈ પડશે." એમ કહીને તેમણે એક ઊંડો નિસાસો મૂકયો. તેમના હાથ સાથે થોડીવાર ગેલ કરી રમા ધીરે ધીરે કરુણ કંઠે બોલી,—"વારું, જેઠાઈ મા ! કોઈ જૂઠી સાક્ષી આપી નિર્દોષને સજા કરાવે તો તેને શી સજા થાય."

વિશ્વેશ્વરી બારીની બહાર નજર રાખી રમાના વિખરાયલા લૂખા વાળમાં આંગળી રમાડતાં હતાં. એકાએક તેમણે જોયું તો તેની બંધ આંખોમાંથી આંસુ ટપકતાં હતાં. સ્નેહથી તે લૂછી નાંખી બોલ્યાં,—"પણ એમાં કયાં તારો હાથ હતો, રમા ? બાઈ માણસને આવાં મોટાં કલંકનો ભય બતાવી, જે બાયલાઓએ તારા ઉપર આ અત્યાચાર કર્યો છે, તેમને જ આ બધી સજા ભોગવવાની છે. તારે તો એમાંથી સહેજ પણ નહિ ભોગવવી પડે, બહેન." એમ

કહીને તેમણે ફરી તેની આંખો લૂછી નાખી. તેમના આ સહેજ આશ્વાસનથી જ અત્યાર સુધી રોકાઈ રહેલાં રમાનાં આંસુ ઝરણાંની માફક વહેવા લાગ્યાં. થોડી વાર પછી તે બોલી,—"પણ એ લોકો તો તેમના દુશ્મન છે, એટલે એ લોકો તો કહે છે કે ગમે તે ઉપાયે પણ દુશ્મનનો નાશ કરવામાં દોષ નથી. પણ હું કાંઈ થોડું એમ કહી શકું એમ છું, જેઠાઈ મા?"

"તું કેમ ન કહી શકે, બહેન?" એવો પ્રશ્ન પૂછી તેમણે નજર નીચી કરી કે એકાએક તેમની આંખ આગળ જાણે વિજળીનો ચમકારો થયો. જે વહેમ છૂપે વેશે એક વખત તેમના મનમાં વિના કારણ આવજા કરતો હતો, તે વહેમ બુરખો ખોલી નાંખી એકદમ સામે આવી ઊભો. આજે તેને ઓળખી વિશ્વેશ્વરી પલભર વેદના અને વિસ્મયથી સ્તંભિત થઈ ગયાં. રમાના હૃદયની વ્યથા હવે તેમનાથી અજાણી રહી નહિ. રમાએ આંખો બંધ કરી હતી, એટલે વિશ્વેશ્વરીના મુખનો ભાવ જોઈ શકી નહિ. તેણે બૂમ પાડી,—" જેઠાઈ મા?"

જેઠાઈ માએ ચકિત થઈ તેનું માથું જરા હલાવી જવાબ દીધો. રમા બોલી,—"એક વાત આજે તમારી આગળ કબૂલ કરું છું, જેઠાઈ મા. પીરપુરમાં જાફરઅલીને ઘેર સાંજ પછી ગામના છોકરાઓ ભેગા થઈ રમેશદાના કહ્યા મુજબ સારી વાતોની ચર્ચા કરતા હતા; તેમને બદમાશની ટોળી તરીકે પોલીસમાં પકડાવી દેવાનું કાવતરું

રચાતું હતું. મેં માણસ મોકલી તેમને ચેતાવી દીધા છે. કારણ કે પોલીસને તો એ જ જોઈએ છે. એક વખત તેઓ હાથમાં આવ્યા હોત તો પછી તેમનો છૂટકારો થવાનો ન હતો."

એ સાંભળીને વિશ્વેશ્વરી ધ્રૂજી ઊઠયાં,—"શું કહે છે? પોતાના ગામમાં પોલીસનો આ ઉત્પાત શું વેણી ચાહીચેતીને લાવવા માગતો હતો?"

રમાએ કહ્યું,—"મને લાગે છે કે મોટા ભાઈને થયેલી આ સજા તેનું જ ફળ છે. કાકી, મને માફ કરી શકશો?"

વિશ્વેશ્વરીએ નીચાં નમી કંઈ પણ બોલ્યા વિના રમાનું કપાળ ચૂમ્યું. તેઓ બોલ્યાં,—"તારી મા થઈને હું જો આ માફ ન કરી શકું તો કોણ કરી શકશે? હું આશીર્વાદ આપું છું કે ભગવાન તારું કલ્યાણ કરજો."

રમા હાથ વડે આંખ લૂછી નાખી બોલી,—"જેઠાઈ મા, મને એટલું સાંત્વન છે કે તેઓ પાછા આવીને જોઈ શકશે. કે તેમના સ્વપ્નનું ક્ષેત્ર તૈયાર થઈ ગયું છે, તેમની ઇચ્છા મુજબ તેમના ગામના ખેડૂત-મજૂરો હવે ઊંઘમાંથી જાગીને બેઠા થયા છે. તેઓએ તેમને ઓળખ્યા છે, તેમને ચાહવા લાગ્યા છે. એ સ્નેહના આનંદમાં શું તેઓ મારો અપરાધ નહિ ભૂલી જાય, જેઠાઈ મા?"

વિશ્વેશ્વરી બોલી ન શક્યાં. માત્ર તેમની આંખોમાંથી એક બિંદુ અશ્રુ ટપકીને રમાના કપાળ ઉપર પડયું. ત્યાર પછી ઘણીવાર સુધી બંને જણ સ્તબ્ધ રહ્યાં. રમા બોલી,—"જેઠાઈ મા !"

વિશ્વેશ્વરીએ કહ્યું,—"કેમ, રમા ?"

રમાએ કહ્યું,—"માત્ર એક જ સ્થાન એવું છે જ્યાં અમો એક બીજાથી દૂર ન જઈ શકયાં. તમારા ઉપર બનેયનો સ્નેહ હતો."

વિશ્વેશ્વરીએ ફરીથી નમીને તેને કપાળે ચુંબન કર્યું.

રમા બોલી,—"તેને જ જોરે હું તમારી પાસે એક માગણી કરતી જાઉં છું. હું જ્યારે આ દુનિયામાં નહિ હોઉં ત્યારે પણ તેઓ મને ક્ષમા ન કરી શકે, તો મારા તરફથી તેમને આ એક જ વાત કહેજો, કે તેઓ મને જેટલી ખરાબ માનતા હતા તેટલી ખરાબ હું નહોતી. અને જેટલું દુઃખ મેં તેમને દીધું છે તેથી અનેકગણું દુઃખ હું પણ પામી છું,—તમારે મોઢે આ શબ્દો સાંભળી કદાચ તેમને વિશ્વાસ બેસશે."

વિશ્વેશ્વરી ઉબડાં પડી રમાને છાતી સરસી દાબી રડી પડયાં. બોલ્યાં,—"ચાલ, બહેન, આપણે કોઈ તીર્થમાં જઈને રહીએ. ત્યાં વેણીયે નહિ હોય, રમેશે નહિ હોય,—જ્યાં જોઈશું ત્યાં દરેક દિશામાં મંદિરનાં શિખરો નજરે પડશે—ચાલ ત્યાં જઈએ. રમા, હું બધું સમજી ગઈ છું. જો

તારા જવાના દિવસો આવી પહોંચ્યા હોય તો બહેન, આ વિષ હૃદયમાં રાખી બળ્યાં જળ્યાં ત્યાં જઈએ, એ નહિ ચાલે. આપણે બ્રાહ્મણની દીકરીઓ છીએ. ત્યાં જતી વખતે આપણે બ્રાહ્મણની માફક જ જવું જોઈએ."

રમા ઘણીવાર સુધી ચુપચુપ પડી રહી. એક ઊંડો નિસાસો દબાવતાં દબાવતાં માત્ર એટલું જ બોલી,—
"હું પણ એ રીતે જ જવા ઇચ્છું છું, જેઠાઈ મા."

કેદખાનાની ભીંતની બહાર, તેમાં બધાં ય દુઃખોને આસ સાર્થક કરવાની તૈયારી ભગવાન કરી રાખશે, એવી આશા રમેશ સ્વપ્ને પણ સેવે એવો સંભવ નહતો. છ મહિના સખ્ત મજૂરીની જેલ ભોગવ્યા પછી જેલ બહાર પગ મૂકતાં જ તે જુએ છે, તો અકલ્પનીય વસ્તુ નજરે પડી. ખુદ વેણી ઘોષાલ સાથે ચાદર વીંટી સૌની આગળ ઊભા હતા! તેમની પાછળ બંને શાળાઓના શિક્ષકો, પંડિતો અને વિદ્યાર્થીઓનું ટોળું અને કેટલાક હિંદુ મુસલમાન પ્રજાજનો! વેણીએ દૃઢ આલિંગન દઈ ગદ્ગદ કંઠે કહ્યું,—"રમેશ, ભાઈ,—લોહીનું આકર્ષણ આટલું બધું હોય છે તેની આજે મને ખબર પડે છે. જદુ મુખરજીની છોકરી, હરામખોર આચાર્યને હાથમાં લઈ આવી દુશ્મનાવટ કરશે, લાજ શરમ નેવે મૂકી પોતે આવી, ખોટી જુબાની આપી આટલું દુઃખ દેશે, એ વાત જાણ્યા છતાં મેં આંખ આડા કાન કર્યા. ભગવાને મને એની સજા પણ સારી પેઠે કરી. હજી જેલમાં તું કંઈક આરામમાં

હતો, રમેશ, પણ બહાર આ છ મહિના હું તો ધીમી આગમાં બળીને ખાક થઈ ગયો છું.”

રમેશને તો શું કરવું ને શું બોલવું એ કશું જ સૂઝયું નહિ. તે દિઙ્મૂઢ થઈ જોઈ રહ્યો. હેડમાસ્તર પાડુઈ મહાશયે એકદમ ભોંય પર લાંબા થઈ રમેશની ચરણરજ માથે ચઢાવી. પછી તેમની પાછળનું ટોળું આગળ આવ્યું, અને કોઈએ આશીર્વાદ દેવાની, કોઈએ સલામ ભરવાની તો કોઈએ પ્રણામ કરવાની ધાંધલમાં—એમ સૌએ આખા રસ્તાને જાણે વાટી નાંખ્યો. વેણીનું રડવું રોકયું રોકાયું નહિ. અશ્રુગદ્‌ગદ્‌કંઠે તે બોલ્યો,—“મોટાભાઈ ઉપર રીસ રાખીશ નહિ, ભાઈ, ઘેર ચાલ. રડી રડીને માની તો આંખો આંધળી થવા આવી છે.”

ઘોડાગાડી ઊભી હતી; રમેશ બોલ્યા વિના તેમાં બેસી ગયો. વેણીએ સામેની જગા લઈ માથા ઉપરની ચાદર ખોલી નાખી. ઘા રુઝાઈ ગયો હતો, છતાં ઘાનું ચાઠું ઝટ આંખે ચડે એવું હતું. રમેશે આશ્ચર્ય પામીને પૂછ્યું,–“મોટાભાઈ આ શું?”

વેણી એક દીર્ઘ નિશ્વાસ નાખી, જમણો હાથ ઉલટાવી બોલ્યો,—“ભાઈ, બીજા કોને દોષ દઉં? એ મારાં પોતાનાં જ કર્મનું ફળ છે, મારાં જ પાપની સજા છે, પણ એ બધું સાંભળવાથી શું વળવાનું છે?” એમ કહી મોં ઉપર ઊંડી વેદનાનાં ચિહ્નો પ્રગટ કરી મૂંગો રહ્યો. તેના પોતાના મોઢાની આ સરળ કબૂલાતથી રમેશનું ચિત્ત પીગળી

ગયું. તેને લાગ્યું કે જરૂર કંઈક થયું છે. એટલે તે વાત સાંભળવા બાબત તેણે આગ્રહ કર્યો નહિ, પણ એ કહેવા માટે જ તો વેણીએ આ ભૂમિકા કરી હતી, અને તે આમ ફસકી જાય છે, એ જોતાં તે પોતે જ મનમાં અકળાવા લાગ્યો. બે મિનિટ કંઈ પણ બોલ્યા વિના વીત્યા પછી તેણે ફરી ઊંડા નિસાસા દ્વારા રમેશનું ધ્યાન ખેંચી ધીરે ધીરે કહ્યું,—"મારામાં જન્મથી જ એક દોષ છે, કે મનમાં એક અને મોઢે બીજું એવું હું કેમે કર્યો કરી શકતો નથી. મનનો ભાવ બીજા લોકોની માફક છુપાવી રાખી શકતો નથી. એને લીધે મારે કેટલુંય ભોગવવું પડે છે, તો પણ મને ભાન આવ્યું નહિ !" રમેશ મૂંગે મોઢે સાંભળ્યા કરે છે, એ જોઈને અવાજને વધુ કોમળ અને ગંભીર બનાવી બોલવા લાગ્યો,—"મારો વાંક એટલો કે મનનું દુઃખ દાબ્યું દબાયું નહિ ત્યારે મેં રડતાં રડતાં તેને કહ્યું કે 'રમા, અમે તારો એવો શો ગુનો કર્યો છે કે અમારું આ સત્યાનાશ વાળ્યું ? કેદની સજા થઈ છે, એ સાંભળીને મા જીવવાનાં નથી. અમે બે ભાઈઓ મિલકત વિષે ઝગડા કરીએ, ગમે તે કરીએ, પરંતુ ગમે તેવો તોય તે મારો ભાઈ. તેં એકકે ઘાએ મારા ભાઈને માર્યો, મારી માને મારી ! પણ નિર્દોષનો ભગવાન બેઠો છે.' " એમ કહી તેણે ગાડીની બહાર આકાશ તરફ જોઈ જાણે ફરી એકવાર ફરિયાદ કરી. રમેશે જો કે આ ફરિયાદમાં ભાગ લીધો નહિ, પણ તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. વેણીએ જરા થોભીને

કહ્યું,—"રમેશ, રમાની તે ઉગ્ર મૂર્તિ યાદ આવતાં આજે પણ હૃદય થરથરી જાય છે. તે દાંત કચકચાવી બોલી, 'રમેશના બાપે શું મારા બાપુને જેલમાં મોકલવાનું નહોતું કર્યું? એનું ચાલત તો છોડત ખરો કે?' બાઈ માણસ આટલું ગુમાન રાખે એ નથી સહેવાતું, રમેશ. મેં પણ ક્રોધે ભરાઈ કહી નાંખ્યું, 'વારુ, તેને પાછો આવવા દે, ત્યાર પછી જોઈ લેવાશે.'"

અત્યાર સુધી રમેશ વેણીની વાત બરાબર સમજી ન હતો શકતો. તેના બાપે રમાના બાપને કેદમાં મોકલવાનું ક્યારે કર્યું હતું, તે તે જાણતો નહતો, પરંતુ બરાબર એ જ વાત તેણે ગામમાં પગ મૂકતાં જ રમાની માસીને મોઢે સાંભળી હતી, તે તેને યાદ આવ્યું. એટલે ત્યાર પછીની વાતો સાંભળવા તેના કાન ખડા થઈ ગયા. એ જોઈને વેણી બોલ્યો,—"ખૂન કરવાનો તો એને મહાવરો જ છે. અકબર લાઠીબાજને મોકલ્યો હતો, એ તને યાદ નથી? પણ તારી આગળ તો કંઈ તેની ચાલાકી ચાલી નહિ, ઊલટું તેં જ તેને જોખી નાખ્યો; પણ મને આ જોયું ને? આ માયકાંગલા—" એમ કહીને વેણી જરા વિચાર કરી લઈ, તુચ્છ ઘાંચીના છોકરાનું કલ્પિત વર્ણન પોતાના અંધારા અંતરમાંથી બહાર કાઢી, પોતાની ભાષામાં જરાજરા ગૂંથી બોલવા લાગ્યો. રમેશ રૂંધાયલે શ્વાસે બોલ્યો,—"પછી!"

વેણી મલિન મુખે સહેજ હસીને બોલ્યો,—"પછી શું થયું તે હવે થોડું જ યાદ રહ્યું છે, ભાઈ? કોણ, શામાં

નાંખી મને ઈસ્પિતાલમાં લઈ ગયું, ત્યાં શું થયું, કોણે મારી સારવાર કરી, કશી જ ખબર નથી. દસ દિવસ પછી ભાન આવતાં જોઉં છું તો ઈસ્પિતાલમાં પડયો હતો. આ વખતે બચવા પામ્યો તે કેવળ માનું જ પુણ્ય—આવી મા બીજી કોઈ હશે ખરી, રમેશ ?"

રમેશ એક શબ્દ પણ બોલી શકયો નહિ—લાકડાના પૂતળાની જેમ સ્થિર બેસી રહ્યો. માત્ર તેનાં દસ આંગળાં ભેગાં થઈ વજ્ર જેવી કઠણ મૂઠી બંધાઈ ગઈ. તેના માથામાં ક્રોધ અને ઘૃણાનો જે ભીષણ અગ્નિ ભડભડવા લાગ્યો તેનું માપ કાઢવાની પણ તેની શક્તિ રહી નહિ. વેણી કેટલો ખરાબ છે, એ તે જાણતો હતો. તેને માટે કશું જ અસાધ્ય નથી, એ પણ તેનાથી અજાણ્યું નહોતું, પરંતુ સંસારમાં કોઈ પણ માણસ આટલું અસત્ય આટલી નિઃસંકોચ રીતે આમ બેફાટ ઉચ્ચારી શકે, એવું કલ્પવા જેટલો તેને અનુભવ નહોતો. એટલે રમાના બધા અપરાધો સાચા છે, એમ તેણે માન્યું.

તેના પાછા આવવાથી આખા ગામમાં જાણે ઉત્સવ મચી ગયો. રોજ સવારે, બપોરે અને રાતે સુદ્ધાં એટલાં બધાં માણસો ભેગાં થતાં, એટલી બધી વાતો ચાલતી, અને આત્મીયતાની એટલી તો રેલમછેલ ઊડી રહી કે કારાવાસની જે કંઈ ગ્લાનિ તેનામાં બાકી રહેલી હતી તે જોતજોતામાં ઊડી ગઇ. તેની ગેરહાજરી દરમ્યાન ગામ ઉપર એક ખૂબ મોટો સામાજિક પ્રવાહ ફરી ગયો હતો, એમાં તો કંઈ શંકા જ નહોતી, પરંતુ આ થોડા માસમાં આવો મોટો

ફેરફાર શી રીતે થઈ શક્યો, એનો વિચાર કરતાં તેને જણાયું, કે વેણીના વિરોધને લીધે જે શક્તિ ડગલે ને પગલે બાધા પામી કાર્ય કરી શકતી નહોતી અને છતાં ભેગી થયા કરતી હતી, તે જ શક્તિ અત્યારે વેણીની અનુકૂળતાને લીધે બમણા વેગે વહેવા લાગી છે. વેણીને આજે તેણે વધુ સારી રીતે ઓળખ્યો. આખા ગામના લોકો તેનું કેટલું બધું માનતા હતા, તે આજે જેટલું એ જોઈ શક્યો, તેટલું પહેલાં કદી જોઈ શક્યો નહોતો. એના વિરોધમાંથી બચી ગયો એટલે રમેશને પુષ્કળ આરામ થયો, એટલું જ નહિ પણ રમેશની ઉપર થયેલા અન્યાયી અત્યાચારથી ગામના બધાનાં અંતર દુભાયાં છે, એ વાત પણ એકે એકે બધા તેને જણાવી ગયા. એ લોકોની સામટી સહાનુભૂતિ મળતાં, અને વેણી પોતાના પક્ષમાં આવતાં આનંદ અને ઉત્સાહથી તેનું હૃદય ફુલાવા લાગ્યું. છ માસ પહેલાં જે કામો શરૂ કરતાં જ તેને પડતાં મૂકી ચાલ્યા જવું પડયું હતું, તે કામોમાં પૂર જોશથી ફરી મંડી જવાનો નિશ્ચય કરી રમેશ પોતે પણ થોડા દિવસ માટે આ બધા આનંદ ઉત્સવમાં મગ્ન રહી, બધે—નાનાં મોટાં બધાંય ઘરોમાં, બધાંયની પાસે, બધી વાતની ખોજ તપાસ કરતો, દિવસો ગાળવા લાગ્યો. માત્ર એક જ વાતથી તે અતિશય પ્રયત્નપૂર્વક પોતાને દૂર રાખતો હતો—તે વાત તે રમાનો સંસર્ગ. તે માંદી છે, એવું તેણે રસ્તામાં જ સાંભળ્યું હતું, પણ તેની માંદગી અત્યારે કઈ સ્થિતિએ પહોંચેલી છે, તેની સહેજ પણ ખબર જાણવાની તેણે ઇચ્છા

નાંખી મને ઈસ્પિતાલમાં લઈ ગયું, ત્યાં શું થયું, કોણે મારી સારવાર કરી, કશી જ ખબર નથી. દસ દિવસ પછી ભાન આવતાં જોઉં છું તો ઈસ્પિતાલમાં પડયો હતો. આ વખતે બચવા પામ્યો તે કેવળ માનું જ પુણ્ય—આવી મા બીજી કોઈ હશે ખરી, રમેશ ?"

રમેશ એક શબ્દ પણ બોલી શકયો નહિ—લાકડાના પૂતળાની જેમ સ્થિર બેસી રહ્યો. માત્ર તેનાં દસ આંગળાં ભેગાં થઈ વજ્ર જેવી કઠણ મૂઠી બંધાઈ ગઈ. તેના માથામાં ક્રોધ અને ઘૃણાનો જે ભીષણ અગ્નિ ભડભડવા લાગ્યો તેનું માપ કાઢવાની પણ તેની શક્તિ રહી નહિ. વેણી કેટલો ખરાબ છે, એ તે જાણતો હતો. તેને માટે કશું જ અસાધ્ય નથી, એ પણ તેનાથી અજાણ્યું નહોતું, પરંતુ સંસારમાં કોઈ પણ માણસ આટલું અસત્ય આટલી નિઃસંકોચ રીતે આમ બેફાટ ઉચ્ચારી શકે, એવું કલ્પવા જેટલો તેને અનુભવ નહોતો. એટલે રમાના બધા અપરાધો સાચા છે, એમ તેણે માન્યું.

તેના પાછા આવવાથી આખા ગામમાં જાણે ઉત્સવ મચી ગયો. રોજ સવારે, બપોરે અને રાતે સુદ્ધાં એટલાં બધાં માણસો ભેગાં થતાં, એટલી બધી વાતો ચાલતી, અને આત્મીયતાની એટલી તો રેલમછેલ ઊડી રહી કે કારાવાસની જે કંઈ ગ્લાનિ તેનામાં બાકી રહેલી હતી તે જોતજોતામાં ઊડી ગઇ. તેની ગેરહાજરી દરમ્યાન ગામ ઉપર એક ખૂબ મોટો સામાજિક પ્રવાહ ફરી ગયો હતો, એમાં તો કંઈ શંકા જ નહોતી, પરંતુ આ થોડા માસમાં આવો મોટો

ફેરફાર શી રીતે થઈ શકયો, એનો વિચાર કરતાં તેને જણાયું, કે વેણીના વિરોધને લીધે જે શક્તિ ડગલે ને પગલે બાધા પામી કાર્ય કરી શકતી નહોતી અને છતાં ભેગી થયા કરતી હતી, તે જ શક્તિ અત્યારે વેણીની અનુકૂળતાને લીધે બમણા વેગે વહેવા લાગી છે. વેણીને આજે તેણે વધુ સારી રીતે ઓળખ્યો. આખા ગામના લોકો તેનું કેટલું બધું માનતા હતા, તે આજે જેટલું એ જોઈ શકયો, તેટલું પહેલાં કદી જોઈ શકયો નહોતો. એના વિરોધમાંથી બચી ગયો એટલે રમેશને પુષ્કળ આરામ થયો, એટલું જ નહિ પણ રમેશની ઉપર થયેલા અન્યાયી અત્યાચારથી ગામના બધાનાં અંતર દુભાયાં છે, એ વાત પણ એકે એકે બધા તેને જણાવી ગયા. એ લોકોની સામટી સહાનુભૂતિ મળતાં, અને વેણી પોતાના પક્ષમાં આવતાં આનંદ અને ઉત્સાહથી તેનું હૃદય ફુલાવા લાગ્યું. છ માસ પહેલાં જે કામો શરૂ કરતાં જ તેને પડતાં મૂકી ચાલ્યા જવું પડયું હતું, તે કામોમાં પૂર જોશથી ફરી મંડી જવાનો નિશ્ચય કરી રમેશ પોતે પણ થોડા દિવસ માટે આ બધા આનંદ ઉત્સવમાં મગ્ન રહી, બધે—નાનાં મોટાં બધાંય ઘરોમાં, બધાંયની પાસે, બધી વાતની ખોજ તપાસ કરતો, દિવસો ગાળવા લાગ્યો. માત્ર એક જ વાતથી તે અતિશય પ્રયત્નપૂર્વક પોતાને દૂર રાખતો હતો—તે વાત તે રમાનો સંસર્ગ. તે માંદી છે, એવું તેણે રસ્તામાં જ સાંભળ્યું હતું, પણ તેની માંદગી અત્યારે કઈ સ્થિતિએ પહોંચેલી છે, તેની સહેજ પણ ખબર જાણવાની તેણે ઇચ્છા

કરી નહિ. તેની સાથેના સઘળા સંબંધોથી તેણે પોતાને સદાને માટે અલગ કરી લીધો છે, એવી તેની ધારણા હતી. ગામમાં આવતાં વેંત જ તેણે લોકોને મોઢે સાંભળ્યું હતું, કે એકલી રમા જ તેના બધા દુઃખનું મૂળ છે, એ વાત સૌ કોઈ જાણે છે. એટલે એ સંબંધે વેણી જૂઠું બોલ્યો નહોતો, એમાં હવે કશો સંદેહ રહ્યો નહિ.

પાંચ છ દિવસ પછી વેણીએ આવીને રમેશને પકડ્યો. પીરપુરની કોઈ મોટી મિલ્કતના ભાગ વહેંચવા સંબંધે ઘણા દિવસથી રમાની સાથે તેનો છૂપો ઝગડો ચાલ્યા કરતો હતો. આ તકે તે હાથ કરી લેવાનો તેનો ઉદ્દેશ હતો. વેણી બહાર ગમે તે બોલતો હોય, તોપણ મનમાં મનમાં તે રમાથી ડરતો હતો. અત્યારે તે પથારીવશ હતી. મામલા-મુકદ્દમામાં પડી શકે એમ હતું નહિ. તે ઉપરાંત તેઓની મુસલમાન પ્રજા પણ રમેશનો બોલ ઉથાપી શકે એમ નહોતું. પાછળથી જે થવાનું હોય તે થાય, પણ અત્યારે તો કબજો કરી લેવાનો આવો અવસર બીજો મળવાનો ન હતો. એથી તે એકદમ હઠ લઈ બેઠો. રમેશે નવાઈ પામી ના પાડી, એટલે વેણીએ જાતજાતની દલીલો વાપરી આખરે કહ્યું,—" નહિ કેમ બને ? લાગમાં આવતાં તેણે ક્યારે તને જવા દીધો છે, જે તેની માંદગીનો તું વિચાર કરે છે ? તને જ્યારે તેણે જેલમાં મોકલ્યો, ત્યારે તું ક્યાં ઓછો માંદો હતો, ભાઈ ? "

વાત સાચી હતી. એની રમેશ ના પાડી શક્યો નહિ, તોપણ કોણ જાણે શાથી રમાનો વિરોધ કરવાનં તેને મન

થયું નહિ, અને વેણીની હજારો કટુ ઉશ્કેરણી હોવા છતાં પણ રમાની અસહાય બીમાર અવસ્થા યાદ આવતાં જ તેની બધી વિરોધશક્તિ સંકોચાઈ બિંદુ જેટલી થઈ ગઈ, તેનું સ્પષ્ટ કારણ તે પોતે પણ શોધી શક્યો નહિ. રમેશ ચૂપ રહ્યો. કામ થતું હોય એવું લાગે તો વેણી ધીરજ ધરી શકે એમ હતો. તે વખતે વધુ આગ્રહ કર્યા વિના તે ચાલ્યો ગયો. હમણાં હમણાં બીજી એક વસ્તુએ રમેશનું બહુ જ ધ્યાન ખેંચ્યું હતું. વિશ્વેશ્વરીને કદી પણ સંસારમાં વિશેષ આસક્તિ હતી નહિ, એ તે પહેલાં પણ જાણતો હતો, પણ આ વખતે જેલમાંથી પાછા આવ્યા પછી તેણે જોયું, તો એ અનાસક્તિ જાણે ઘૃણામાં પરિણામ પામતી હોય, એવું તેને લાગ્યું. જેલમાંથી છૂટી વેણીની સાથે જે દિવસે તે ઘેર આવ્યો, તે દિવસે વિશ્વેશ્વરીએ આનંદ પ્રગટ કર્યો હતો, તોપણ તેમાં કંઈક એવું હતું કે જેથી તેને દુઃખ થયું હતું. આજે એકાએક વાતવાતમાં તેણે સાંભળ્યું, કે વિશ્વેશ્વરી કાશીવાસનો સંકલ્પ કરી ઉપડે છે ર પાછાં આવવાનાં નથી. એ સાંભળી તે ચમકી ઊઠયો. આ શું તેને તો કશી ખબર પણ નહોતી ! અનેક કામોને લીધે પાંચ છ દિવસ થયાં તે તેમને મળી શક્યો નહોતો, પરંતુ જે દિવસે તે તેમને મળ્યો હતો, તે દિવસે પણ તેઓ કશું જ બોલ્યાં નહોતાં. જો કે તે જાણતો હતો કે પોતાની કે પારકાની વાતની ચર્ચા પોતાની મેળે કરવી એ તેમને કદી ગમતું ન હતું. પરંતુ આજની આ ખબરની સાથે તે દિવસની સ્મૃતિને નજર સામે આણી સરખાવી જોતાં જ તેમના આ સંપૂર્ણ વૈરાગ્યનો

અર્થ તેને સમજાયો. હવે તેને લેશ માત્ર સંશય રહ્યો નહિ કે જેઠાઈમા ખરેખર વિદાય લે છે. આનો અર્થ શો, તેમની ગેરહાજરીની ખોટ કેવડી મોટી છે, એનો વિચાર કરતાં જ તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તે આ ઘેર આવી હાજર થયો. તે વખતે નવ દસ વાગ્યા હતા. ઘરમાં પેસવા જતો હતો એવામાં દાસીએ કહ્યું કે જેઠાઈમા તો મુખરજીને ત્યાં ગયાં છે. રમેશે નવાઈ પામતાં પૂછ્યું,—"કેમ કંઈ આ વખતે?"

આ દાસી ઘણા દિવસની જૂની હતી. તે જરા હસી બોલી,—"સાને વળી વખત કવખત કેવો? વળી આજે તો તે ઘરના છોટો બાબુને જનોઈ દેવાની છે ને?"

"જતીનને જનોઈ દેવાની છે?" રમેશે વધુ આશ્ચર્ય પામી કહ્યું,—"અરે એ વાત તો કોઈ જાણતું નથી!"

દાસીએ કહ્યું,—"તે લોકોએ કોઈને કહ્યું નથી. કહેત તો પણ કોઈ જઈને જમત નહિ—રમાદિદિને બધાંએ ન્યાત બહાર મૂક્યાં છે ને."

રમેશના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે થોડી વાર ચૂપ રહી કારણ પૂછતાં દાસીએ લજ્જાપૂર્વક મોં ફેરવી કહ્યું,—"શી ખબર, છોટોબાબુ? રમાદિદિની કેવીય બધી ખરાબ વાતો બહાર પડી છે ને—અમને ગરીબ માણસોને એ બધાની શું ખબર, છોટોબાબુ?" એમ બોલતી બોલતી તે ચાલી ગઇ.

## પ્રકરણ ૧૮ મું

થોડી વાર ચુપચુપ ઊભો રહી રમેશ પાછો ઘેર આવ્યો. ક્રોધે ભરાયેલા વેણીએ આ જ બદલો લીધો છે, એમ તે કોઈને પૂછ્યા વિના પણ સમજી ગયો. પરંતુ ક્રોધનું કારણ શું છે અને શાનું વેર વાળવા માટે તેણે કઈ હીન રીતે રમાની કલંકકથા ફેલાવી છે, એ બધાનું સાચું અનુમાન કરવું એ તેની શક્તિ બહાર હતું.

૧૯

તે દિવસે પાછલે પહોરે એક અકલ્પ્ય બનાવ બન્યો. અદાલતના ન્યાયની ઉપેક્ષા કરી કૈલાસ વાળંદ અને શેખ મોતીલાલ સાક્ષીઓ લઈને રમેશને શરણે આવ્યા. રમેશે અકૃત્રિમ વિસ્મય સાથે પૂછ્યું,—" મારો ફેંસલો તમો શાના માનો, બાપુ ? "

વાદી પ્રતિવાદી બંનેએ જવાબ દીધો,—" કેમ ન માનીએ બાબુ ? મુનસફ કરતાં તમારી વિદ્યા કે બુદ્ધિ ક્યાં ઓછાં છે ? વળી મુનસફ અને બીજા બધાય તે તમારા લોકોમાંથી જ થાય છે ને ? કાલે જો તમો સરકારી નોકરી લઈ મુનસફ બની ન્યાય ચૂકવો, તો તે ફેંસલો અમારે માથે ચડાવવો જ પડે ને ! ત્યારે કંઈ નથી માનતા એમ કીધે થોડું જ ચાલવાનું હતું ? "

આ સાંભળી રમેશની છાતી ગર્વ અને આનંદથી ફુલાવા લાગી. કૈલાસે કહ્યું,—" આપને અમો બંને જણ એ વાત સમજાવી શકીશું, પણ અદાલતમાં એ ન બને. તે સિવાય ગાંઠથી ખોબો ભરીને રૂપિયા વકીલને આપ્યા વિના

કશું જ બને નહિ, બાબુ. અહીં એક પૈસાનું યે ખરચ નહિ, વકીલની ખુશામત કરવાની નહિ, અને ધક્કા યે ખાવાના નહિ. ના, બાબુ. આપ સારું ખોટું જે કાંઈ ફરમાવશો તેથી રાજી થઈ, આપની ચરણરજ માથે ચડાવી અમો ઘેર પાછા જઈશું. ભગવાને સદ્‌બુદ્ધિ આપી એટલે અમો બંને જણ અદાલતમાંથી પાછા ફરી તમારે ચરણે આવ્યા છીએ."

એક નાના નાળા સંબંધે આ બે વચ્ચે ઝગડો હતો. દસ્તાવેજ કાગળિયાં વગેરે જે કંઈ થોડું હતું, તે રમેશના હાથમાં આપી. કાલે સવારે આવીશું, એમ કહી બંને જણ પોતાના માણસોને લઈ ચાલ્યા ગયા. પછી રમેશ સ્તબ્ધ થઈને બેસી રહ્યો. આ તેની કલ્પના બહારની વાત હતી. દૂરના ભવિષ્યમાં પણ આવું બનશે એવી મોટી આશા તેણે સેવી ન હતી. તેનો ફેંસલો આ લોકો પાછળથી સ્વીકારે કે ન સ્વીકારે, પરંતુ આજે એ લોકો સરકારી અદાલતની બહાર ઝગડાનો નિવેડો લાવવાના હેતુથી, રસ્તેથી પાછા ફરી તેની પાસે આવ્યા, એટલાથી જ તેના હૃદયમાં આનંદના ઓઘ વહેવા લાગ્યા. જોકે આમાં વિશેષ કંઈ હતું નહિ, સામાન્ય બે ગામડિયાઓનો તદ્દન નજીવો ઝગડો હતો; પરંતુ આ નજીવી વાતને આધારે જ તેના ચિત્તમાં અનંત સંભાવનાનાં આકાશકુસુમ ખીલવા લાગ્યાં. તેની આ દુર્ભાગિની જન્મભૂમિને માટે ભવિષ્યમાં તે શું શું નહિ કરી શકે! બહાર વસંતની જ્યોત્સ્નાથી આકાશ છલકાઈ જતું હતું, તે તરફ જોતાં તેને એકાએક રમા યાદ આવી.

બીજો કોઈ દિવસ હોત તો તરત જ તેના આખા શરીરમાં ઝાળ ઊઠત, પણ આજે ઝાળ ઊઠવાની વાત તો દૂર રહી, ઊલટું ક્યાંય અગ્નિનો એક તણખો સુદ્ધાં હોય એવુંયે તેને લાગ્યું નહિ. મનમાં ને મનમાં જરા હસીને તેને ઉદ્દેશીને બોલ્યો,—" તારે હાથે ભગવાન મને આટલો કૃતાર્થ બનાવશે, તારું ઝેર નસીબયોગે આવું અમૃત થઈ જશે, એ જો તું જાણતી હોત રમા, તો તો હું ધારું છું કે તું મને કદી પણ જેલમાં મોકલવા ઇચ્છત નહિ !—કોણ છે ?"

" એ તો હું રાધા, છોટાબાબુ. રમાદિદિએ તમને ખૂબ આગ્રહપૂર્વક કહેવડાવ્યું છે કે જરા મળી જજો. "

રમાએ મળવા માટે દાસી મોકલી પણ રમેશ અવાક્ બની જોઈ રહ્યો. આજે આ કઈ બુદ્ધિહીન દેવતા તેની સાથે બધી જાતનાં વિચિત્ર કૌતુકો કરી રહી છે ? દાસીએ કહ્યું,—" જરા મહેરબાની કરીને જો—છોટાબાબુ—"

" તે ક્યાં છે ? "

" ઓરડામાં સૂતેલાં છે. " જરા થંભીને કહ્યું,—" કાલે તો પછી થોડો વખત મળવાનો છે, એટલે હમણાં જો જરા—'

" વારુ, ચાલ આવું છું.—" એમ કહી રમેશ ઊઠી ઊભો થયો.

દાસીને બોલાવવા મોકલ્યા પછી રમા એક પ્રકારની ચિંતા અને ગભરાટ ભરી અવસ્થામાં જ બિછાનામાં પડી રહી હતી. દાસીના કહ્યા પ્રમાણે રમેશ ઓરડામાં આવી

એક ખુરસી ખેંચી લઈને બેઠો કે તરત જ રમા જાણે કેવળ મનને જોરે જ ઢસડાઈ આવી રમેશને ચરણે પડી. ઓરડાના એક ખુણામાં ટમટમ કરતો એક દીવો બળતો હતો; તેના મૃદુ પ્રકાશમાં રમેશ રમાને જેટલી અસ્પષ્ટ રીતે જોઈ શકયો, તેટલા ઉપરથી તેના શરીરની અવસ્થા કેવી છે, એ તે જાણી શકયો નહિ. હમણાં જ આવતાં આવતાં રસ્તામાં તેણે જે બધા સંકલ્પો મનમાં નક્કી કર્યા હતા, તે બધા રમાની સામે બેસતાં જ ઊલટસુલટ થઈ ગયા. થોડી વાર ગુપચુપ બેસી રહી તેણે કોમલ સ્વરે પૂછયું—"હવે કેમ છે, રાણી ?"

રમાએ તેના પગ આગળથી જરા ખસી જઇ, દૂર બેસી કહ્યું,—"મને આપ રમા કરીને જ બોલાવો."

રમેશની પીઠ પર કોઈએ જાણે ચાબુકનો ઘા કર્યો હોય તેમ તે એક ક્ષણમાં કઠણ બની બોલ્યો,—"ભલે, તેમ કરીશ. મેં સાંભળ્યું હતું કે તું માંદી છે—અત્યારે કેમ છે, એ પૂછતો હતો. તારું નામ ગમે તે હોય, નામ લઈને બોલાવવાની મને ઇચ્છા પણ નથી, જરૂર પણ પડવાની નથી."

રમા બધું સમજી થોડીવાર સ્થિર રહી, ધીમે ધીમે બોલી,—"હમણાં મને સારું છે." પછી બોલી,—"મેં તમને બોલાવી મંગાવ્યા એથી કદાચ તમને નવાઈ લાગી હશે, પણ—"

રમેશ વચમાં જ તીવ્ર સ્વરે બોલી ઉઠયો,—"ના,

મને નવાઈ લાગી નથી. તારાં કોઈ પણ કામથી નવાઈ પામવાના મારા દિવસો પૂરા થાય છે. પણ મને શા સારુ બોલાવ્યો છે?"

આ શબ્દોથી રમાના હૃદયમાં કેવો જબરો આઘાત થયો તે રમેશ જાણી શક્યો નહિ. રમા થોડીવાર મૂંગે મોઢે નીચું જોઈ બેસી રહી. પછી બોલી,—"રમેશદા, આજે બે કામને માટે મેં તમને તકલીફ આપી બોલાવી મંગાવ્યા છે. મેં તમારા કેટલા ગુના કર્યા છે, તે હું જાણું છું; પણ તેમ છતાં ખાત્રીપૂર્વક જાણતી હતી કે તમો આવશો અને મારી આ બે છેલ્લી વિનંતીઓ પાછી નહિ ઠેલો."

અશ્રુભારથી એકાએક તેનો સ્વર ભાંગી ગયો; એ એટલું સ્પષ્ટ હતું કે રમેશ તે સમજી ગયો અને આંખના પલકારામાં તેનો પહેલાંનો સ્નેહ ખળભળી ઊઠ્યો. આટઆટલા આઘાત પ્રતિઘાતમાં પણ તે સ્નેહ આજે પણ મર્યો ન હતો, માત્ર નિર્જીવ અચેતનની માફક પડી રહ્યો હતો એટલું જ. એ વાતનો અનુભવ થતાં જ તેને પોતાને પણ આજે નવાઈ લાગી. ક્ષણભર ચૂપ રહી આખરે તે બોલ્યો,—"શી તારી વિનંતી છે?"

ભડકી હોય એમ રમાએ મોં ઊંચું કરી ફરી નીચું કર્યું. તે બોલી,—"જે મિલકત મોટાભાઈ તમારી મદદથી કબજે કરવા માગે છે, તે મારી પોતાની છે; એટલે કે મારા પંદર આના અને તમારો એક આનો. એ હું તમને આપી જવા માગું છું."

રમેશ ફરી વાર તપી ગયો. તે બોલ્યો,—"તું ગભરાઈશ નહિ. મેં આજ પહેલાં પણ કોઈને ચોરી કરવામાં મદદ કરી નથી. હવે પણ કરવાનો નથી. અને જો તારે દાન જ કરવું હોય—તો તે માટે બીજા ઘણા માણસો છે—હું દાન લેતો નથી."

પહેલાંના દિવસો હોત તો રમા તરત જ બોલી ઊઠત,—"મુખરજીના ઘરનું દાન લેવાથી ઘોષાલના ઘરનું અપમાન થતું નથી!" પણ આજે એ શબ્દો તેના મોંમાંથી નીકળ્યા નહિ. તે નમ્ર ભાવે બોલી,—"હું જાણું છું, રમેશદા, કે તમો ચોરી કરવામાં મદદ નહિ કરો; અને દાન લેશો તો યે પોતાને માટે નહિ લો, એ પણ હું જાણું છું. પરંતુ આ દાન નથી. ગુનો કર્યો એટલે સજા તો થવાની જ. મેં જેટલા ગુના કર્યા છે તેનો આ દંડ છે, એમ માનીને જ શા માટે ન લો?"

રમેશ ક્ષણભર મૂંગો રહી બોલ્યો,—"અને, તારી બીજી વિનંતી?"

રમાએ કહ્યું,—"મારા જતીનને હું તમારા હાથમાં સોંપી જાઉં છું. તેને તમારા જેવો બનાવજો. મોટો થઈને તે તમારી માફક જ હસતે મોઢે સ્વાર્થત્યાગ કરી શકે, એવી મારી ઇચ્છા છે."

રમેશના મનની બધી કઠોરતા ઓગળી ગઈ. રમા પાલવ વડે આંખ લૂછી બોલી,—"હું એ વસ્તુ મારી આંખે તો જોવા નથી પામવાની, પરંતુ હું બરાબર જાણું છું

કે જતીનના દેહમાં એના વડવાનું લોહી વહે છે. ત્યાગ કરવાની શક્તિ તેના હાડેહાડમાં રહેલી છે—એને જો કેળવવામાં આવશે તો એ પણ એક દિવસ તમારી જ માફક માથું ઊંચુ કરી ઊભો રહેશે."

રમેશે તરતોતરત એનો કશો જ ઉત્તર આપ્યો નહિ. તે બારીમાંથી ચાંદનીથી છલકાતા આકાશ તરફ જોઈ રહ્યો. તેના મનમાં એવી એક વેદના ઉભરાતી હતી કે જેનો તેને કદી પરિચય ન હતો. ઘણીવાર સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. પછી, રમેશે મોઢું ફેરવી કહ્યું,—"જો, આ બધી વાતમાં મને નાખીશ નહિ. હું અનેક દુઃખ, કષ્ટ વેઠયા પછી એક નાની સરખી દીવાની જ્યોત સળગાવી શક્યો છું;—એટલે મને હમેશાં બીક રહ્યા કરે છે કે રખેને જરામાં તે હોલવાઈ જાય."

રમા બોલી,—"હવે એવી બીક રાખશો નહિ, રમેશદા, તમારી જ્યોત હવે નહિ બુઝાય. જેઠાઈ મા કહેતાં હતાં કે તમે દૂરથી આવી બહુ ઊંચે બેસી કામ કરવા ગયા, એટલે જ આટઆટલાં વિઘ્નો નડ્યાં. અમોએ અમારાં દુષ્કર્મોના ભારથી તમને હેઠા ખેંચી આણી બરાબર જગ્યાએ તમારી સ્થાપના કરી આપી છે. હવે તમો અમારી વચ્ચે આવીને ઊભા છો; એટલે જ તમને બીક લાગે છે! પહેલાં એવી બીક તમારા મનમાં જાગતી જ નહોતી. તે વખતે તો તમે ગામના સમાજથી પર હતા. આજ તમો સમાજનું એક અંગ બની ગયા છો. એટલે હવે તમારી આ જ્યોત ઝાંખી પડવાની નથી—હવે તો એ રોજ રોજ ઉજ્જવલ થતી જશે."

એકાએક જેઠાઈ માનું નામ સાંભળતાં જ રમેશ ઉત્તેજિત થઈ ગયો. બોલ્યો,—" રમા, મારી આ દીવાની જ્યોત હવે નહિ બુઝાય, એ તું બરાબર જાણે છે ?"

રમાએ દઢ સ્વરે કહ્યું,—" હા, હું બરાબર જાણું છું. જેઓ બધું ય જાણે છે, એવાં જેઠાઈ માનું આ વચન છે. એ કામ તમારું છે. મારા જતીનને તમો હાથમાં લઈ, મારા બધા અપરાધો માફ કરી, મને આશીર્વાદ આપી, તમો આજે મને વિદાય આપો, રમેશદા. હું નિશ્ચિંત થઈ મારા સ્વામીની પાસે જાઉં, એવી મારી ઇચ્છા છે. "

વજ્રભર્યા મેઘની માફક રમેશનું હૈયું ક્ષણે ક્ષણે ચમકી ઊઠવા લાગ્યું; પરંતુ તે માથું નીચું કરી સ્તબ્ધ બની બેસી રહ્યો. રમા બોલી,—" મારી બીજી એક વાત તમારે માનવી પડશે. કહો, કે માનીશ. "

રમેશે મૃદુ કંઠે કહ્યું,—" શી વાત ? "

રમાએ કહ્યું,—" મારે લીધે તમો કદી પણ બડોદા સાથે ઝગડો કરશો નહિ. "

રમેશે ના સમજાયાથી પૂછ્યું,—" એટલે ? "

રમાએ કહ્યું,—" એટલે શું, એ જો કદી સાંભળવા પામો, તો તે દિવસે માત્ર આ એક જ વાત યાદ કરજો, કે હું કેવી મૂંગે મોઢે બધું સહન કરીને ગઈ છું—એક શબ્દનો સુદ્ધાં વિરોધ કર્યા વગર. એક દિવસ જ્યારે નહિ સહેવાયું, ત્યારે જેઠાઈ માએ આવીને મને કહ્યું હતું,—'મા, જૂઠી વાતને ઉખેળી તેને જાગતી કરવાથી તેનું આવરદા વધી જાય છે.

પોતાની અસહિષ્ણુતાથી તેનું આવરદા વધારવું, એના જેવાં પાપ બીજાં ઓછાં જ હશે.' તેમનો આ ઉપદેશ મનમાં રાખવાથી હું બધાં દુઃખો અને દુર્ભાગ્યોને વટાવી શકી છું—એ વસ્તુ તમો પણ કદી ભૂલશો નહિ, રમેશદા."

રમેશ મૂંગે મોઢે તેના મોં તરફ જોઈ રહ્યો. રમા થોડી વાર પછી બોલી,—"આજ તમે મને ક્ષમા કરી શકતા નથી, એનું મનમાં ઓછું લાવશો નહિ. રમેશદા, હું ચોક્કસ જાણું છું, કે આજે જે વસ્તુ કઠણ લાગે છે તે જ વસ્તુ એક દિવસ સહેલી થઈ જવાની છે. તે દિવસે મારા બધા અપરાધો તમો સહેલાઈથી માફ કરવાના છો, એ હું જાણું છું; એટલે મારા મનમાં હવે કોઈ પણ જાતનો ક્લેશ રહ્યો નથી. કાલે હું જાઉં છું."

"કાલે ?" રમેશે વિસ્મય પામી પૂછ્યું,—"કાલે ક્યાં જવું છે ?"

રમાએ કહ્યું,—"જેઠાઈ મા જ્યાં લઈ જશે ત્યાં હું જઈશ."

રમેશે કહ્યું,—"પણ કહે છે કે તેઓ તો હવે પાછાં આવવાનાં નથી !"

રમાએ ધીમે ધીમે કહ્યું,—"હું પણ આવવાની નથી. હું પણ તમારે ચરણેથી જન્મભરની વિદાય લઉં છું." એમ કહી તેણે નીચાં વળી ભોંયે માથું અડાડ્યું.

રમેશ ક્ષણભર વિચાર કરી ઊંડો નિસાસો નાખી, ઊભો થઈ બોલ્યો,—"વારું, જા, પણ તું શા માટે વિદાય માગે છે, તે પણ મને નહિ કહે ?"

રમા મૂંગી રહી. રમેશ ફરી બોલ્યો,—" તું શા કારણે તારી બધી વાતો છૂપી રાખી ચાલી જાય છે, તે તું જ જાણે, પણ હું પણ તનમનથી ભગવાનને પ્રાર્થના કરું છું, કે એક દિવસ તને હું પૂરેપૂરા અંતઃકરણથી માફ કરી શકું. હું જો તને માફ ન કરી શકું, તો એથી મને કેટલી વ્યથા થશે, તે માત્ર મારા અંતર્યામી જ જાણે છે. "

રમાની આંખોમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. પરંતુ એટલા ઓછા પ્રકાશમાં રમેશ તે જોઈ શક્યો નહિ. રમાએ કંઈ પણ બોલ્યા વગર દૂરથી તેને ફરી એકવાર પ્રણામ કર્યા, અને બીજી જ ક્ષણે રમેશ ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. રસ્તે ચાલતાં ચાલતાં તેને લાગ્યું કે તેનું ભવિષ્ય, તેનો બધાં કામકાજનો ઉત્સાહ જાણે એક નિમેષમાં આ જ્યોત્સ્ના જેવો જ—અસ્પષ્ટ છાયા જેવો થઈ ગયો છે.

બીજે દિવસે સવારમાં રમેશ જ્યારે આવી પહોંચ્યો, ત્યારે વિશ્વેશ્વરી ઘરમાંથી નીકળીને પાલખીમાં બેઠાં હતાં. રમેશ પાલખીના બારણા પાસે મોં લઈ જઈ અશ્રુવ્યાકુલ કંઠે બોલ્યો,—" જેઠાઈમા, ક્યા અપરાધને લીધે તમો આટલાં જલદી અમને છોડીને ચાલ્યાં જાઓ છો ? "

વિશ્વેશ્વરી જમણો હાથ લંબાવી રમેશને માથે મૂકી બોલ્યાં,—" અપરાધની વાત કહાડીએ, તો તે કંઈ પૂરી થવાની નથી, ભાઈ! એ જવા દે. " ત્યાર પછી બોલ્યાં,—"રમેશ, હું જો અહીં મરું તો વેણી મારો અગ્નિદાહ કરશે; અને એમ જો થયું, તો કેમે કરી મને મુક્તિ મળવાની નથી. આ

ભવ તો બળીજળીને પૂરો કર્યો. બાપુ, પણ રખેને પરભવ પણ એ જ પ્રમાણે બળીજળીને પૂરો કરવો પડે, એ બીકે રમેશ, હું ભાગું છું."

રમેશ વીજળી તૂટી પડી હોય તેમ સ્તબ્ધ થઈ ગયો. આજે આ એક જ વાક્યદ્વારા જેઠાઈમાના હૃદયમાં રહેલી માતાની બળતરા તે જેટલી સમજી શક્યો, તેટલી તે કદી પણ સમજવા પામ્યો નહોતો. થોડીવાર સ્થિર રહી તે બોલ્યો,—"જેઠાઈ મા, રમા શા માટે જાય છે ?"

વિશ્વેશ્વરી જાણે એક પ્રબળ અશ્રુના ઉછાળાને રોકી લઈ, પછી અવાજ ધીમો કરી બોલ્યાં,—"બાપુ, જગતમાં તેને સ્થાન જ રહ્યું નથી એમ લાગે છે, એટલે હું તેને ભગવાનને ચરણે લઈ જાઉં છું. ત્યાં પણ તેનો નિભાવ થશે કે કેમ, કોને ખબર ? પણ જો થયો, તો આખું જીવન આ એક જ પ્રશ્નનો ઉકેલ કરવા હું તેને કહીશ, કે ભગવાને તેને શા માટે આટલું રૂપ, આટલા ગુણ, આવો મહાન પ્રાણ આપીને આ જગતમાં મોકલી, અને શા માટે તેને વિના અપરાધે આ દુઃખનો બોજો માથે લાદી જગતની બહાર ફેંકી દીધી. આ તે તેમની કોઈ અર્થપૂર્ણ મંગળ યોજના છે કે આપણા સમાજની તરંગી રમત માત્ર છે ? આ રમેશ, તેના જેવી દુઃખી બાઈ જગતમાં બીજી કોઈ નહિ હોય."

આટલું બોલતાં બોલતાં તેમનો અવાજ ગળગળો થઈ ગયો. તેમને આટલાં વ્યાકુળ થયેલાં કોઈએ કદી જોયાં નહોતાં. રમેશ સ્તબ્ધ બની બેસી રહ્યો. વિશ્વેશ્વરી જરા વાર

રહીને તરત જ બોલ્યાં,—" પણ તને તો મારી એ જ આજ્ઞા છે, રમેશ, કે તું તેને વિષે ગેરસમજ રાખીશ નહિ. જતી વખતે હું કોઈની પણ વિરુદ્ધ કશી ફરિયાદ કરી જવા માગતી નથી, પણ મારી આટલી વાત તું ભૂલથી પણ ખોટી માનીશ નહિ, કે તેના કરતાં મોટી હિત ઇચ્છનારી તારે કોઈ છે નહિ."

રમેશ બોલવા ગયો,—" પણ, જેઠાઈ મા—"

જેઠાઈ માએ તરત જ તેને બોલતો અટકાવી કહ્યું,— " એમાં કશું પણ ને બણ છે જ નહિ, રમેશ. તેં જે કાંઈ સાંભળ્યું છે તે બધું ખોટું છે, જે કાંઈ તેં જાણ્યું છે તે બધું ભૂલભર્યું છે. પણ એ વાતનો અહીં જ અંત આવે તો સારું. બધા અન્યાયો, બધીય હિંસા અને વિદ્વેષોને પૂર્ણપણે તુચ્છકારી કાઢી તારું કાર્ય હમેશાં પ્રબળ વેગે ચાલતું રહે, એ જ તને તેની છેલ્લી વિનંતી છે. એટલા માટે જ તે મોં બંધ કરી બધું વેઠી રહી છે; પ્રાણ જવા બેઠો છે, તો યે બોલતી નથી.

ગઈ રાતની, રમાના પોતાના મોઢાની એક બે વાતો રમેશને તે જ ક્ષણે યાદ આવતાં અદમ્ય રુદનનો ઊભરો તેના હોઠ સુધી ધસી આવ્યો. તેણે ઉતાવળે ઉતાવળે મોં નીચું કરી ભારે પ્રયત્નપૂર્વક કહી નાખ્યું,—" જેઠાઈ મા, તેને કહેજો કે એમ જ થશે." એટલું બોલી હાથ લંબાવી જેમ તેમ કરી તેમની ચરણરજ લઈ તે બહાર ભાગી ગયો.

---

મીઠા વેરો બે ભાગ ( મહાત્મા ગાંધીજી )
૨૫ રાષ્ટ્રધ્વજ
૨૬ ગોવિંદનું ખેતર ને બીજી વાતો ( ધૂમકેતુ )
૨૭ વીરાંગના ને બીજી વાતો ,,
૨૮ દેશ દેશની વીરકથાઓ ( રમણલાલ નાનાલાલ શાહ )
૨૯ પા-પા-પગલી ,,
૩૦ દેશ દેશની અદ્‌ભુત વાતો ,,
૩૧ કાગળ પત્રો ,,
૩૨ બિલોરી પહાડ ,,
૩૩ રોબિન્સન ક્રુઝો ( ચંદ્રશંકર ભટ્ટ )
૩૪ બાઈબલ કથાઓ ( સુબંધુ )
૩૫ ચાલણગાડી મોટી ( નવી આવૃત્તિ )
૩૬ સંવાદ કુસુમ ( હસમુખલાલ કાજી વકીલ )
૩૭ દેશ દેશની વીરકથાઓ-સચિત્ર-બીજો ભાગ
( લે. રમણલાલ શાહ )
૩૮ કીર્તિકથાઓ ( સંપાદક ,, )
૩૯ હીરામોતી ,, ,,
૪૦ બુલબુલ ,, ,,
૪૧ ટન ટન ટન ,, ,,
૪૨ ક્યારે સમજીશું ( ગિજુભાઇ આચાર્ય-બાલમંદિર )
૪૩ ટોલ્સ્ટોયની નીતિકથાઓ ( લે. રમણલાલ શાહ )

**૪૪ હરિજન - ભાગવત**

[ મહાત્મા ગાંધીજીના અસ્પૃશ્યતાનિવારણ અંગેના ૧૯૨૧ થી ૧૯ સુધીમાં લખેલા — ઉપદેશોનો સંગ્રહ. ] કિંમત **બાર** આના.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય— ગાંધી રોડ-**અમદાવા**